શ્રીવલ્લભો જયતિ.

# શ્રીનાથજીનું પ્રાગટ્ય.

રચી છપાવી પ્રસિદ્ધ

કર્તા


ભીખાભાઈ છોટાલાલ ઠક્કર.

મુ. વડનગર.





આવૃત્તિ ૧ લી    પ્રત ૧૦૦૦,    સને ૧૯[illegible]૦

અમદાવાદ પાનકોરનાકા રોડ પાસે શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસમાં

પટેલ પીતાંબરદાસ ચતુરભાઈએ છાપી

કીંમત ૦-૮-૦

શ્રી વલ્લભો જયતિ.

# શ્રીનાથજીનું પ્રાગટ્ય.

---

સંશોધન કરી લખનાર.


ભીખાભાઈ છોટાલાલ ઠક્કર.

વડનગર ( ગુજરાત )


---

છપાવી પ્રસિધ્ધ કર્તા.

---


એન. યુ. રાવલ.

એન. જી. કોકજે.

બી. સી. ઠક્કર.



સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

---

શ્રી સત્યસાગર પ્રિન્ટીંગ પ્રેસ—અમદાવાદ.

કીમત રૂ. ૦-૮-૦

હરેક કુટુંબને ખાસ ઉપયોગી.

## છપાય છે સોની કોમનો ભોમીયો છપાય છે.

---

આ દુનીઆમાં કોઇ એવો નહી હોય કે જેને સોનીનો ખપ નહી પડતો હોય. તો હરેકને ઉપયોગી અમોએ ઘણોજ પ્રયાસ કરી આ પુસ્તક તૈયાર કરાવ્યું છે, જેની અંદર સોની લોકોની ખાનગી ભાષા, તેમની અપુર્વ ચાલાકી, હીમત અને અક્કલ વીગેરેનું અસરકારક રીતે વર્ણન કરેલું છે.તેમજ આવી રીતના પુસ્તકની ખાસ ખોટ પુરી પાડી છે તેમજ શીખતા સોની કોમના બાળકોને પણ ખાસ ઉપયોગી છે. આ પુસ્તકના ગ્રાહકો જેટલીજ નકલો છપાશે, માટે પાછળથી પસ્તાવું પડશે. અગાઉથી નામ નોંધાવનાર પાસેથી ચાર આના પાછળથી શીલક હશે તો આઠ આના પોસ્ટેજ જુદું.

નવલ કથાના સોખીનોએજ વાંચવું.

## છપાય છે આર્યસમાજી યાને પશ્ચાતાપ છપાયછે

ઉર્ફે

## કીલી શેઠાણી.

આ નામનું અતિ રસમય બોધક નોવેલ, આર્ય સીદ્ધાંતોથી ભરપુર હરેક આર્ય બંધુને અતિ ઉપયોગી, હરેક ખરીદી શકે માટે કમાવાની દરકાર રાખ્યા વીના ફકત અગાઉથી નામ નોંધાવનાર પાસેથી બે આના પાછળથી ચાર આના.

# છપાય છે વિષયા દેવી છપાય છે.

## યાને

## ઝેરનો પ્યાલો

---

અતિ બોધદાયક નવલકથા, જેની અંદર સ્ત્રીઓનો પતિ પ્રત્યે પ્રેમ, કુછંદી થવાનાં કારણ, ઘરના નોકરોની વર્તણુંક, વ્યભીચારીઓની દશા, મીત્રમાં વિરોધ, સ્ત્રી પુરૂષની પરીક્ષા, સટાની મહોકાણ, પરદેશનાં દુઃખ, પારકી તાબેદારીનો ચીતાર, મોહમયી (મુંબઈ) નગરીનો કેટલોક જાણવા જોગ ચીતાર આબેહુબ બતાવ્યો છે આ પુસ્તક ઘણુંજ રસદાયક અને બોધક થશે અગાઉથી ગ્રાહક થઇ નામ નોંધાવનાર પાસેથી છ આના પાછળથી શીલક હશે તો બાર આના પોસ્ટેજ જુદું.

લખનાર.

ઠક્કર ભીખાભાઇ છોટાલાલ.

વડનગર ( ગુજરાત )

# પ્રસ્તાવના.

આજકાલ ધાર્મિક પુસ્તકોની ઘણીજ અછત જોવામાં આવે છે અને તેમાં વિશેષે કરીને પુષ્ટીમાર્ગીય પુસ્તકો જોઇએ તેવા જથામાં મલી શકતાં નથી. શ્રીનાથજીનુ પ્રાગટ્ય હાલમાં કોઇ પણ જગાએ જોવામાં આવતુ નથી. ફક્ત અમદાવાદના બુકસેલરે એક નાનું ટ્રેક્ટ ગોવરધનનાથજીનું પ્રાગટ્ય એ નામથી બહાર પાડેલુ છે. પરંતુ તેમાં જોઇએ તેવી માહીતી નહી હોવાથી આ પુસ્તક બહાર પાડવાની અમારી અભીલાષા સને ૧૯૦૭ ની સાલમાં થઇ અને એક જુની હીંદી પ્રત મલી. તે બાદ એવાં કેટલાંક પુસ્તકોનું સંશોધન કરી. આ પુસ્તક તેજ સાલમાં તૈયાર કર્યું અને સારા વિદ્વાનોને બતાવવાથી વૈષ્ણવ બંધુઓને પ્રીય થઇ પડશે એમ લાગવાથી બહાર પાડવા વિચાર થયો. તેવામાં અનિવાર્ય સંજોગો તથા મનોબળ વિચારોમાં ગુંથાયાથી આ કામ પડતું મુકવું પડ્યું તે આજ સુધી એમને એમ રહ્યું તેવામાં મારા મીત્ર એન. મુ. રાવળ અને એન. જી. કોકજે. એ આ પુસ્તક જોવાથી બહાર પાડવાની જીજ્ઞાસા બતાવી સારો રેલાવો કરવા જણાવવાથી આ પુસ્તક બહાર પાડવા શક્તીવાન થયા છીયે તો આ પુસ્તક જેમ બને તેમ સરળ ને ઉપયોગી બનાવવા બનતું કર્યું છે તેમ છતાં ભુલચુક રહી હોય તો જણાવવા કૃપા કરશો તો બીજી આવૃતીમાં સુધારીસ હું કાંઇ વિદ્વાન નથી એક સાધારણ માણસ છું તો મારા કામને ઉતેજન આપશો એવી આશા છે. લી. કર્તા.

# અર્પણ પત્રીકા

શીરછત્ર તીર્થસ્વરૂપ. સકળ ગુણસપન્ન, સ્વર્ગવાસી,
પુજ્ય પિતાશ્રી. છોટાલાલ વીઠલદાસની પવિત્ર સેવામાં.
આપે અપાવેલી કેળવણી અને સદ્બોધના પ્રતાપે.
આ પુસ્તક હું તૈયાર કરવા ફતેહમંદ થયો છું.
પરંતુ આ પુસ્તક તૈયાર થતા પહેલાં આપ
સ્વર્ગવાસી થયા. તેજ દીલગીરી થાયછે.
તોપણ આ પુસ્તક આપના અદ્રશ્ય ચરણ
કમળમાં અર્પણ કરૂં છું. તો તે સ્વી
કારી. સર્વેશ્વર પરમાત્મા પાસે પણ
હજુ કરશો. એવી મારી અંતીમ
પ્રાર્થના છે. એજ.

વૃધ્ધનગર. લી. આપનો સદાનો આભારી.
રંગપંચમી૧૯૬૬
તા. ૧-૪-૧૯૧૦ સેવક.

ભીખાભાઇ.

श्री वल्लभो जयति

# श्री नाथजी



# શ્રીનાથજીનું પ્રાગટ્ય.

લખનાર

ભીખાભાઈ છોટાલાલ ઠકર.

વડનગર



# શ્રીનાથજીનું પ્રાગટય.

---

મંગલાચરણ.

ગજલ.

( પીતા માતા ક્ષમા માગું—એ રાહ )

સુણો શ્રોતા તમે સહુ સાથ, પ્રાગટયની કહું તમોને વાત;
ગોવરધન નામનો ગીરી, તેમાં પ્રગટયા પોતે શ્રી હરી;
શ્રાવણ સુદી પંચમીનો દીન, થયુ ભુજાતણું દર્શન;
બધા વૃજમાં ચાલી છે વાત, પ્રજા આવે મલી સહુ સાથ.
કરાવે પંચામૃતથી સ્નાન, પછી મળી કરે નર સૌગાન;
કહે ભીખો સુણો સહુ સાથ, લાગીને પાય આગળ કહુ વાત.

ભીખાભાઈ.

સુર્યોદય થયો છે. આ વખતે સંવત ૧૪૬૬ના અષાડ વદ ૫ ના દીવસે શ્રીનાથજીની એક ભુજા શ્રી ગોવરધન પર્વત ઉપર પ્રગટ થઇ. પર્વતની પાસેના અન્યોરના વૃજવાસીની ગાય જતી રહી હતી તેની શોધ સારૂ તે શ્રી ગોવરધન પર્વત ઉપર ગયો તો ત્યાં તેને શ્રાવણ સુદ ૫ ના દીવસે સહસ્‌હુ ડાબીભુજાનું દર્શનથયું ત્યાં સુધીકોઇને ખબર નહોતી તેથી આશ્ચર્ય પામી પાંચ દશ વૃજવાસીને બોલાવી લાવ્યો તે સધળા અચંબો પામ્યા. ત્યારે સરવે અનુમાન કર્યું કે કોઇ દેવ ગીરીરાજમાં પ્રગટ થાય છે ત્યારે એક વૃધ વૃજવાસીએ કહ્યું કે જ્યારે શ્રી કૃષ્ણે ગીરીરાજ ઉઠાવ્યો, અને મેઘની વૃષ્ટી બંધ થઇ ત્યારે સ્થાપન કર્યો તેજ ભુજા આ છે, માટે આપણે બહાર પધરાવવાનો વિચાર ન કરો કોઇ સમય આવે આપ પ્રગટ થશે ત્યાં સુધી સહુ આ ભુજાનું દર્શન કરો. એવી રીતે વાત કરીને વૃજવાસીઓએ દુધ દહી મંગાવી, એ ડાબી ભુજાને સ્નાન કરાવી તુલસી ચંદનથી પુજન કર્યું દહી ફુલ ફળ મંગાવી ભોગ ધર્યો નાગપંચમી દીવશે. ભુજાનું દર્શન થયું માટે દર વરસે ત્યાં મેળો ભરાતો. વળી વૃજમાં કોઇને કાંઇ ઇચ્છા થતી તો ભુજાને સ્નાન દુધથી કરાવવાની બાધા રાખતા. વીગેરે અનેક રીતે મહીમા વધવા માંડયો અને એવી રીતે લખાણ લંબાણ નહી કરતાં ટુંકમાં દરેકનું કાર્ય સીધ થતું આ પ્રમાણે ઘણેક વખત સુધી ચાલ્યું તે પછી સંવત ૧૫૩૫ ના વૈશાખ વદ ૧૧ ના મધ્યાન કાળે શ્રી નાથજીનું મુખારવિંદ પ્રગટ થયું તેજ

દીવશે તેજ વખતે શ્રીમહાચાર્યજી અગ્નિ કુંડમાં પ્રગટ થયા. અન્યોરમાં માણેકચંદ અને સાધુપાંડે નામના બે વૃજવાસી હુતા તેમને ત્યાં એક હુજાર ગાય સદા રહેતી હુતી. તેમાં એક ગાય શ્રી નંદરાયજીના કુળની હુતી તેનું નામ ધુમર હુતું. તે આખો દીવસ ગાયોમાં રહી પાછલો ચાર ઘડી દીવસ રહે તે વખત સઘળી ગાયોના સમુહમાં જુદી પડીને ગીરીરાજ ઉપર ચડી શ્રીનાથજીના મુખ ઉપર સ્તન કરી દુધ શ્રાવ કરે. આવી રીતે કેટલીક વખત દુધ આરોગ્યા બાદ ગેર કૃષ્ણચંદ્ર અને સાધુપાંડે ગાયનું દુધ ઓછું જોઇ ગાય પછવાડે ગયા તો આ અલૌકીક લીલા જોઇ આશ્ચર્ય પામ્યા અને દંડવત કર્યો અને શ્રી નાથજીએ સાધુ પાંડેને આજ્ઞા કરી કે હું આ ગીરીરાજમાં રહુ છું. દેવદમન, ઈંદ્રદમન નાગદમન, એ ત્રણ મારા નામ છે. માટે તારી ગાયનું દુધ હું પીઉં છું માટે આ ગાયનું દુધ રોજ પાયા કરવું ત્યારે સાધુપાંડે એ કબુલ કરી ઘેર આવી પોતાની સ્ત્રી ભવાની તથા છોકરી નરોના આગળ સરવે વૃતાંત કહયું અને તેઓને કહયું કે. તમે બને વખત શ્રી ગીરીરાજ ઉપર શ્રીનાથજીને દુધ પાઇ આવ્યા કરો તે દીવસથી નરો અને ભવાની દુધ લઇ શ્રી ગીરીરાજ ઉપર દુધ આરોગાવી આવે. એવી રીતે કેટલાક કાળ પછી ગાય વિઆવાની થઇ. ત્યારે બીજી ગાયનું દુધ આરોગાવા જતાં શ્રી નાથજીએ આજ્ઞા કરી કે હું તો શ્રી નંદરાયજીનાં કુળની

ગાયનું દુધ આરોગ્યું છું તેવી ગાય બીજી વૃજમાં છે તે કાલે તારાવાડામાં આવશે. જ્યાં સુધી આ ગાય વિઆય ત્યાં સુધી તેનું દુધ આપી જજો. જમનાવતી ગામમાં એક ધર્મદાસ વૃજવાસી હતો તે ઘણો પરમ ભક્ત હતો તે કુંભનદાસનો કાકો અને શ્રી ચતુરાનાગાનો શીષ્ય થતો તેને ઘેર બસેં ચારસેં ગાય રહેતી તેમાં એક શ્રી નંદરાયજીના કુળની હતી તે ગાયોના ટોળામાંથી જુદી પડીને શ્રી નાથજીના સુખમાં દુધશ્રાવ કરી ત્યાંને ત્યાં બેશી રહી તેથી ધર્મદાસને ફીકર થઇ તે કુંભનદાસ જે દસ વર્ષનો હતો તેને લઈ શોધવા નીકળ્યા. શ્રીગીરીરાજ ઉપર ખોળતાં શ્રીનાથજી પાસે બેઠલી જોઇ ઘરે લઇ જવાને ઘણા ઉપાય કર્યા પરંતુ ગાય ન ઉઠી. ત્યારે શ્રી નાથજીએ સાક્ષાત આજ્ઞા કરી કે અરે ધર્મદાસ, એ ગાય નંદરાયજીના કુળની છે અને એનું દુધ હું આરોગીસ માટે સાધુ પાંડેના વાડામાં મુકી દયો અને કુંભનદાસ ને આજ્ઞા કરી કે “ તું નિત્ય મારી પાસે ખેલવા આવ્યા કર ” એવું વચન સાંભળીને ધર્મદાસ અને કુંભનદાસને મુર્છા આવી બે ઘડી પછી જાગ્યા. ત્યારે શ્રી નાથજીની પ્રદક્ષણા કરી સાષ્ટાંગ કરી આજ્ઞાનુસાર ગાય સાધુપાંડે નાવાડામાં મુકી આવ્યા અને કુંભનદાસ દરરોજ ખેલવા આવવા લાગ્યો. એવી રીતે એક ગૌડીઆ માધવાનંદ શ્રી ગીરીરાજની પરીક્રમા સારૂ આવ્યો તે સાધુપાંડેના ત્યાં ચોતરો હતો તે ઉપર આવીને રહયો; તેથી એક વૃજવાસીના સંઘાતથી તેને શ્રીનાથજીનાં દર્શન થયાં અને દર્શન કરી ઘણોજ પ્રસન્ન

થયો અને તેણે મનમાં વિચાર કર્યો કે સુકી ભીક્ષા લાવી હાથે પીસી શ્રીનાથજીને ભોગ ધરીને જમવું પછી તે સેવા કરવા લાગ્યો. વનમાંથી ફુલફુલ વીણી લાવી હાર બનાવી પહેરાવે, મોર પ્રીછ લાવી શ્રીનાથજીને ધરાવે જ્યારે રસોઇ કરી ભોગ ધર્યો ત્યારે શ્રી નાથજીએ આજ્ઞા કરી કે હું તો શ્રી આચાર્યજી આપ પધારી હાથે રસોઈ કરી ભોગ ધરશે ત્યારેજ અન્ન લઇશ ત્યાં સુધી દુધનું જપાન કરીશ તથા તારો ભોગ ધરવાનો તથા શૃંગાર કરવાનો મનોરથ છે. તે તું પૃથ્વી પરીક્રમા કરી આવ ત્યાં સુધીમાં શ્રી આચાર્યજી આપ પધારશે. અને હમને પાટ બેસાડશે. ત્યારે તુને સેવામાં રાખશે. એવું સાંભળી તે સમયની વાટ જોતો પૃથ્વી પ્રદક્ષણા કરવાને ગયા. એ રીતે લાંબા કાળ સુધી શ્રીનાથજી વૃજવાસીઓનું દુધ દહીં આરોગે એક પુંછરી ગામના વૃજવાસીએ પોતાના છોકરાની સગાઈ થવાની માનતા રાખી તો તુર્તજ સગાઇ થઈ તેથી સવામણ દુધ સવામણ દહીં શ્રી નાથજીને સમર્પણ કર્યું તે દહાડાથી વૃજમાં મહીમા વધવા લાગ્યો. એક વખત ભવનપુરાના વૃજવાસીની ગાય જતી રહી ત્યારે માનતામાનીકે મારી ગાયને સીંહ નહી મારશે તો ગાય દુધ દેશે ત્યાં સુધી શ્રી નાથજીને દુધ આરોગાવીસ શ્રીજી એ હાથ લાંબો કરી કાન પકડી વાડામાં ગાય મુકી દીધી. વૃજવાસી ગાય જોઇ ખુશી થયો અને દરરોજ દુધ પહોચાડવા લાગ્યો. કુંભનદાસને આજ્ઞા કરી કે કુંભના મારો હાથ દુખે

છે તે દામ ગાયનો કાન પકડી વાડામાં પહોચાડી છે. શ્રી ના-
થજીની સંઘાતેજ શ્રી ગીરીરાજમાં ચાર વ્યુંહનું પ્રાગટ્ય
થયું. જે સકર્ષણ કુંડમાં આ શકર વનદેવનું, ગોવિન્દ કુંડ-
માંથી શ્રી ગોવિન્દ દેવનું, દાનઘાટી ઉપર દાન રાયજીનું અને
શ્રી કુંડમાંથી હરીદેવજીનું પ્રાગટ્ય થયું એ ચારે દેવ સક-
ર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમન, અને અનેરૂદ્ધાત્મક છે. અને તેઓ
સદા શ્રીનાથજીના સાથે ખેલતા રહે છે. સંવત ૧૫૪૯ના
ફાગણ સુદ ૧૧ ગુરૂવારના દીવસ શ્રી આચાર્યજીને શ્રી
નાથજીએ ઝાડખંડીમાં આજ્ઞા કરી કે શ્રીનાથજીના સ્વરૂપથી
ગીરીરાજની કન્દરામાં બીરાજું છું અને અમને પ્રગટ થવાનો
વિચાર છે અમો તમારી વાટ જોઇએ છીયે તેથી આપ તરત મારી
સેવામાં અહીયાં પધારો અને શ્રી કૃષ્ણાવતારના જીવ પણ
અહીયાં વ્રજમાં આવ્યા છે. તેઓને સરણ લઇ શેવક
કરો ત્યારે શ્રી આચાર્યજી પૃથ્વી પરિક્રમા તત્ક્ષણ ઝાડ
ખંડીમાં રાખીને વ્રજમાં પધાર્યા ને પ્રથમ મથુરાજીમાં
આવીને ઊજાગર ચોબના ઘરમાં બીરાજ્યા અને યમુના
સ્નાન કરવા વિશ્રાંતઘાટ પધારવા લાગ્યા તો લોકોએ કહ્યું
કે મહારાજ આ ઘાટ ઉપર તો પાંચ દીવસથી એક ઉપદ્રવ
છે તે સાંભળી શ્રી આચાર્યજીએ પુછ્યું શો ઉપદ્રવ છે
ત્યારે સર્વ માણસોએ વૃત્તાંત કહી સંભળાવ્યું કે દીલ્હી
ના પાદશાહનો કામદાર રૂસ્તમઅલી અહી આવ્યો હતો

તેનો ઉપહાસ અહીઆંના ચોબા લોકોએ કર્યો તેથી તેણે દીલ્લીથી એક મંત્ર સિદ્ધ કરિને મોકલ્યો છે. તે વિશ્રાંત ઘાટને રોકીને ત્યાં યવન લોકો બેઠા છે અને એ મંત્ર તળે થઈને જે લોકો જાય છે તેની સિખા કમાઇને ડાઢી થઇ જાય છે. માટે પાંચ દીવસથી લોકોને સ્નાન કરવું બંધ છે. ત્યારે આચાર્યજીએ કહ્યું કે તીર્થ ઉપર આવી તિર્થથી વિમુખ થઇને જવું ઉચીત નહી તેથી અમે તો સ્નાન કરવા જઇએ છીએ અમને યંત્રબાધા નહી થાય માટે જેને સ્નાન કરવું હોય તે ચાલો એમ કહી સર્વને લઇ વિશ્રાંત ઘાટ ઉપર આવી સ્નાન કરિ શ્રી યમુનાજીનું પુજન વિધિ પુર્વક કરી ત્યાંથી પધાર્યા યંત્ર બાધા કોઇને ન થઈ પણ આપના ગયા પછી પુર્વવત બાધા થવા લાગી આવો પ્રભાવ જોઇ ઉજાગર ચોબે અને બીજા વ્રજવાસીઓએ વિનંતી પુર્વક કહ્યું કે અહીથી આ યંત્ર ઉઠી જાય તેવું કરો કેમકે સઘળી પ્રજા દુ:ખી છે આ સાંભળીને આચાર્યજી મહાપ્રભુને દયા આવી તેથી કાગળ લખી યંત્રનો મિશ કરિને આપના સેવક વાસુદેવદાસ અને કૃષ્ણદાસને આપી દિલ્લી મોકલ્યા અને કહ્યું કે તમો દીલ્લી મુખ્ય ના કાંગરોકી કાગળો ટાંગી બેઉજણ ત્યાં બેસો પછી તમારી ખબર બાદશાહને પડસે ત્યારે તેનો ન્યાય થશે એ પ્રમાણે દિલ્લી જઈ કર્યું તેથી તેની નીચેથી જે યવન આવે જાય તેની ડાઢી ઉખડી પડે અને ચોટલી થઇ જાય આ

ખબર પાદશાહને પહોચી કે બે હીંદુ ફકીરોએ આવી આ ઉપદ્રવ કર્યો છે માટે પાદશાહે એ લોકોને બોલાવી પુછ્યું તો કીધું કે,—આપતો પૃથ્વીપતી છો હીંદુ મુસલમાન આપને તો સરખાજ છે પરંતુ આવો જુલમ રૂસ્તમ અલીએ મથુરામાં સાત દીવસથી કરેલો છે અને ત્યાંની પ્રજા દુ:ખી છે માટે અમને અમારા ગુરૂએ મોકલ્યા છે જેથી આપને ખબર પહોંચે તે સાંભળી બાદશાહે રૂસ્તમઅલીને બોલાવી સઘળું વૃતાન્ત પુછી બહુ ઠપકા સાથે કહ્યું કે તમારો યંત્ર જલદીથી મંગાવી લ્યો એવો બાદશાહે બંદોબસ્ત કરી સાધુઓને કહ્યું કે તમારા ગુરૂઓની વિનંતી કહેવી. એ પ્રમાણે વિશ્રાન્ત ઘાટ ઉપરથી યવનના યંત્રને કઢાડી ફરી ત્યાંથી શ્રી આચાર્યજી ગીરિરાજ પધાર્યા. શ્રી આચાર્યજી મથુરાંથી સર્વ સેવકો લઇ શ્રી ગીરીરાજની તળેટીમાં અન્યોર ગામમાં સાધુપાંડેના ઘરના ચોતરા ઉપર બીરાજ્યા. સાધુપાંડે વિચાર કર્યો કે આ કોઇ મહાપુરૂષ છે મનુષ્યનું તેજ આવું ન હોય પછી શ્રી આચાર્યજીને વિનંતી કરી કહ્યું કે મહારાજ મારે ત્યાં ભોજન કરો ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીના સેવક કૃષ્ણદાસે કહ્યું કે શ્રી આચાર્યજી સેવકોવિના કોઇનું લેતા નથી તેથી કૃષ્ણદાસે સાધુ પાંડે ના પાડી ને શ્રી નાથજીએ ગીરીરાજ ઉપરથી શ્રી આચાર્યજીને સંભળાવવા માટે સાદ કર્યો કે અલી નરો દુધલાવ. ત્યારે નરો બોલી જે મારે ઘેર પરોણા આવ્યા

છે. ત્યારે શ્રી નાથજીએ કહ્યું કે પરોણા આવ્યા છે તો સારૂ થયું પરંતુ મને દુધ લાવ ત્યારે નરો બોલી લાલ હમણાં લાવું છું તે નરો કલસ ભરી દુધ પાઈ શ્રીનાથજીને દુધ આપવા ગઇ ત્યારે શ્રી આચાર્યજીમહાપ્રભુએ દામોદર દાસને કહ્યું કે અદ્દયા દમલા કાંઇ સાંભળ્યું ત્યારે દામોદર દાસે કહ્યું કે સાંભળ્યુ તો ખરૂ પણ સમજણ પડી નહી ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે અહી શ્રીનાથજી પ્રગટ થયા છે. એમ વાતો કરે છે તેટલામાં નરો શ્રી નાથજીને દુધ પાઇ પાછી આવી તેને જોઈને શ્રી આચાર્યમહાપ્રભુએ કહ્યું કે આમાં દુધ કાંઇ બાકી છે તયારે નરો બોલી કુ "રંચક" છે દુધ શ્રી આચાર્ય મહાપ્રભુએ માગ્યું તે વખત નરો બોલી કે ઘરમાં ઘણું દુધ છે જોઇએ તો લાવું ત્યારે શ્રી આચાર્યજીએ ના પાડી ત્યારે સાધુપાંડે પોતાને સેવક કરવાની વિનંતી કરી તેથી શ્રી મહાપ્રભુજીએ તેને નામ સંભળાવ્યું ને તેને સેવક કરી અંગીકાર કરી રાત્રીએ સાધુપાંડે માણેકચંદપાંડે વીગેરે સેવકો શ્રી આચાર્યજીને દંડવત કરી બેઠા અત્યારે શ્રી આચાર્યજીએ પુછયું કે અહીઆં પર્વતમાં શ્રી દેવદમન કેવી રીતે પ્રગટ થયા છે તે વાતો કહો તે સાંભળી સાધુપાંડે એ કહ્યું કે મહારાજ આપ તો સર્વે જાણો છેને અમને પુછો છો પણ શ્રી આચાર્યજીના આગ્રહથી શ્રી નાથજીના પ્રગટ થવાનો પ્રકાર કહ્યો તે સાંભળી શ્રી આચાર્યજીને આનંદ થયો. બીજે દીવસે શ્રી આચાર્યજી શ્રી ગીરીરાજ

ઉપર ચડયા તેમજ શ્રીનાથજી પણ બહુ પ્રસન્ન થઇ હર્ષ ભેર મળયા ને પ્રસન્ન થયા. શ્રી આચાર્યજી મહાપ્રભુને શ્રી નાથજીએ આજ્ઞા કરી કે મને પાટ બેસાડો અને મારી સેવાનો પ્રકાર પ્રસાર કરો સેવા વિના પુષ્ટી મારગમાં અંગીકાર ન હોય ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ એક નાનું મંદીર કરી શ્રીનાથજીને પાટ બેસાડયા અને અપ્સરા કુંડની પાસે એક ગુફામાં રામદાસ કરીને ભક્ત હુતો તેણે શ્રી આચાર્યજીને પધાર્યા જાણી તેમનો સેવક થયો ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યું કે તમો શ્રી નાથજીની સેવા કરો ત્યારે રામદાસે કહ્યું કે સેવામાં હું સમજતો નથી તમે મને શીખવાડો ત્યારે શ્રી નાથજીની આજ્ઞાથી શ્રી આચાર્યજીએ કહ્યું કે શ્રી નાથજી તમને બતાવશે પછી શ્રી આચાર્યજીએ મોર ચંદ્રીકાનો મુગટ તૈયારકરાવ્યો અને રામદાસને કહ્યું કે હવે તું નિત્ય ગોવિન્દ કુંડમાં સ્નાન કરી તેનું જળ પાત્રમાં ભરી લાવી શ્રી નાથજીને નવરાવી સિંગાર કરી દુધ દહીંનો ભોગ ધરાવજે અને તેમાંથી તારો પણ નિર્વાહ થશે. આમ કહી સઘળા વ્રજવાસીઓ ( એટલે સાધુ પાંડે વીગેરેને ) આજ્ઞા કરી કે શ્રી નાથજી મારૂં સર્વસ્વ છે તેમની સેવામાં તત્પર રહેજો અને ઉપદ્રવ થાય તો સાવધાન રહેજો જેમ શ્રી નાથજી પ્રસન્ન રહે તેમ કરજો એમ કહી શ્રી આચાર્યજી મહાપ્રભુ પૃથ્વીપરિક્રમા કરવા પધાર્યા ત્યાર પછી શ્રીનાથજી અન્નેભક્ષ પણ આરોગવા માંડયા.

એક અડીંગ ગામના વ્રજવાસીને વનમાં શ્રી દેરહમન ભગવાને દર્શન દીધું અને કહ્યું કે મને દહી તથા ભાતુ આપ ત્યારે ગોપાળગ્વાલે પોતાની પાસે રોટલીહુતી તે તથા તેની ગાય વનમાં ચરતી હતી તેને દોહીને દુધને રોટલી ખવરાવી ત્યારે શ્રીનાથજી પ્રસન્ન થઇને કહ્યું કે હવે તું મારા દરરોજ દર્શન કરવા આવજે તે પ્રમાણે હમેશા ગોપાળગ્વાલ દર્શન કરવા જાય આગ્રાના એક બ્રાહ્મણના છોકરાને સ્વપ્નામાં શ્રી નાથજીએ દર્શન દીધું અને કહ્યું કે તું શ્રી ગિરીરાજ ઉપર મારાં દર્શન કરવા આવજે ત્યારે સવારમાં તે છોકરાએ પોતાના પીતાને હકીકત કહીને કહ્યું કે મને વ્રજના શ્રી ઠાકુરજીનાં દર્શન કરાવો ત્યારે તેના પિતાએ બધા ઠાકુરજીનાં દર્શન કરાવ્યાં પરંતુ તે છોકરાના મનમાં સ્વસ્થતા ન થઇ ત્યારે શ્રીનાથજીનાં દર્શન કરાવ્યાં ત્યારે છોકરાએ કહ્યું કે આ ઠાકુરજીએ મને સ્વપ્નુ આપ્યું હતું પછી તે વખતે આ છોકરાની શ્રીનાથજીએ બાંય પકડી એજ શરીરથી આપની ગોપ મંડળીમાં સામેલ કર્યો અને તેનો બાપ પણ દર્શન કરી ઘણો ખુશી થયો તે માધવી સંપ્રદાયનો વૈષ્ણવ હતો તેથી તેને બહુ જ્ઞાન પ્રાપ્ત થયું. આવા આવા શ્રી ઠાકુરજીએ અનેક ચરિત્રથી વ્રજવાસીઓ સાથ કૌતુક કર્યાં. તેમજ સખતરીઆ ગામના માંડલીયા પાંડેના છોકરાની વહુ પહેલી આવી ત્યારે તેની ભેંસ ખોવાઇ ગઇ ત્યારે તેનાં ઘરનાં માણસોએ કહ્યું કે આ વહુ ખોટા પગલાની છે ત્યારે

વહુને માઠુ લાગવાથી તેણે શ્રીનાથજીની માનતા માની કે મારી ભેંસ જડશે તો હું દશશેર માખણ આરાગાવીશ ત્યારે તરત તેની ભેંસ જડી અને તેમાંથી દરરોજ અર્ધો શેર ચોરી છાનુ રાખવા માંડયું એટલે ભેંસ દસશેર માખણ કરવા લાગી તેમાંથી રોજ અરધો શેર માંખણ ચોરીને દસશેર ભેગું કરી વિનંતી કરી કે હે મહારાજ મારી સાસુ આગળ મારૂ ચાલતું નથી માટે મારાથી ગીરીરાજ ઉપર લવાશે નહી માટે આપ લઈ જાઓ ત્યારે શ્રીનાથજી માંખણ ગીરીરાજ ઉપર લઇ જઇ પોતે આરોગ્યું તથા પોતાની સખા મંડળીને તથા કુંભનદાસને આરોગાવ્યું તે દીવસે જન્માષ્ટીનો હતો

સંવત ૧૫૫૧ ના ચૈત્ર સુદ ૨ ને દહાડે શ્રીનાથજીએ પુર્ણમલ ક્ષત્રીને સ્વપ્નમાં આજ્ઞા કરી કે તું મારૂ વ્રજમાં આવી મંદીર બનાવ પુર્ણમલ અંબાલયથી દ્રવ્ય સંગ્રહ કરીને વ્રજમાં આવ્યો ને ત્યાં આવી પુછયું કે અહી શ્રીનાથજી કયાં છે ત્યારે એક વ્રજવાસીએ બતાવ્યું અને શ્રીનાથજીનાં દર્શન કરી શ્રી આચાર્યજીની પાસે ગયોને દંડવત્ કરી કહ્યું કે શ્રીનાથજીએ માને સ્વપ્નામાં આવી આજ્ઞા કરી છે તેથી મંદીર બનાવવું છે ત્યારે શ્રી આચાર્યજીએ કહ્યુ કે ખુશીથી બનાવો પછી ગીરીરાજની આજ્ઞા લીધી કે આપના ઉપર શ્રીનાથજીનું મંદીર કરવું છે માટે આપને કોદાળા વાગશે માટે આપની શી આજ્ઞા છે ત્યારે ગીરીરાજે કહ્યું ભલે શ્રીનાથજી બીરાજસે એ-

હસે મને કાંઇ પણ પરિશ્રમ નહી થાય. સુખેથી સીદ્ધ કરાવો હવે મંદીર બનાવવા હીરામણી મીસ્રીને સ્વપ્નામાં આજ્ઞા કરી કે તુ મારૂ મંદીર નીરમાણ કરવા આવ તે પ્રમાણે હીરામણિ મીસ્રી શ્રી ગીરારાજમાં આવી શ્રીઆચાર્યજીને હકીકત કહી આજ્ઞા માગી પછી શ્રીઆચાર્યજીએ કહ્યું કે. ભલે પણ તમો મંદીરનુ ચીત્ર ઉતારી લાવો આ સાંભળી ચિત્ર ઉતારી લાવ્યો પણ શિખર પસંદ ન પડવાથી શ્રી આચાર્યજીએ ત્રણ વખત ચીત્ર ઉતરાવ્યાં પણ તે શિખર બંધ મંદીરનાં ચીત્રો આવ્યાં ત્યારે દામોદરદાસને કહ્યું કે. શ્રીનાથજીની આજ્ઞા શીખર મંદીરની છે માટે તે કેટલાક સમય પર્યંત આ મંદીરમાં બીરાજશે પછી યવનનો ઉપદ્રવ થશે ત્યારે શ્રીજી બીજા દેશમાં પધારશે તે કેટલાક વરસ સુધી ત્યાં બીરાજશે પછી વ્રજમાં પધારશે ત્યારે પુછરી ગામની તરફ પૃથ્વી ઉપર મદિર બનશે. શ્રી ગીરિરાજનાં ત્રણ શીખર થશે તેમાં આદી શીખર, બ્રહ્મ શિખર, અને દેવ શિખર તેમાં પ્રથમ કૃષ્ણ વતારમાં આદિ શીખર ઉપર ક્રીડા કરી હવડા વચે માદેવ શીખર ઉપર ક્રીડા કરે છે અને તેની છેવટમાં બ્રહ્મ શીખર ઉપર ક્રીડા કરશે આદી શીખર અને દેવ શીખર તો પૃથ્વીમાં ગુપ્ત છે બ્રહ્મ શીખર પ્રગટ દર્શન દેછે આપ શ્રીનાથજી છે તેથી સદા શ્રી ગીરિરાજ ઉપર ક્રીડા કરે છે.

આ પ્રમાણે આજ્ઞા કરિ સંવત ૧૫૫૬ ના વૈશાખ સુદી ૩ આદીતવારે રોહીણી નક્ષત્રમાં શ્રીનાથજીનાં નવીન મંદીરનો પાયો નંખાયો પુર્ણમલ પાસે એક લક્ષ ઉપરાંત કંઇક હજાર મુદ્રા હતી તેમાંથી એક લાખ મુદ્રા તો ખરચ થઈ અને થોડી બાકી રહી તે લઇ દક્ષીણમાં ગયો ત્યાંથી રત્ન લાવીને વેચ્યાં તેમાં ત્રણ લાખ મુદ્રા પેદા થઇ તે મુદ્રા લાવી વીસ વરસ પછી ફરી મંદીર સંપુર્ણ બનાવરાવ્યું ત્યાં સુધી અધુરૂં રહ્યું હતુ ત્યાં સુધી પ્રથમનાં મંદીરમાંજ શ્રીનાથજી બિરાજ્યા અને વ્રજવાસીઓમાં ક્રીડા કરવાની ઇચ્છા હતી તેથી પ્રતિબંધ વીસ વરસનો કર્યો તેટલા સુધી રામદાસ ચોહાણ રજપુતે સેવા કરી અને સંવત ૧૫૪૫ થી આરંભને તે સંવત ૧૫૭૬ સુધી એજ પ્રકારે ક્રીડા કરી જ્યારે શ્રીજીનું નવીન મંદીર તૈયાર થયું તે પછી મોટા ઓચ્છવ સઘળા વ્રજવાસીઓને બોલાવી સંવત ૧૫૭૬ ના વૈશાખ સુદી ૩ અક્ષય તૃતીયાને દીવસે પાટ બેસાડી કરવામાં આવ્યો તેવખતે પુર્ણમલને શ્રી નાથજીનાં દર્શન કરી અને પોતાનાં પરમ ભાગ્ય સમજ્યો કે ધન્ય મને શ્રી નાથજીએ અનુગ્રહ કરિને સુખ દેખાડયાં અને પુર્ણમલને કહ્યું કે માગ માગ તું માગે તે આપું ત્યારે પુર્ણમલે આચાર્યજીને વિનંતી કરી કે મહારાજ હુ અતિ ઉતમ સુગંધિ અરગ જો મારા હાથથી શ્રીનાથજીના અંગમાં અર્પણ કરૂં ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુએ આજ્ઞા કરી કે તું આજ

કોઇ વાતનો મનોરથ તારા મનમાં રાખ નહી સુખેથી કરજે પુર્ણમલે અતિ પ્રસન્ન થઇ અતિ ઉતમ અરગજા સહીત કટોરો ભરી અને ફુલેલ સિદ્ધ કરી શ્રીનાથજીના અંગમાં ધરાવ્યુ અને અત્યંત સ્નેહ પ્રીતિવાત્સલ્ય કર્યું અને સારી રીતે શ્રી આચાર્યજી મહાપ્રભુની પણ પુર્ણ મલે સેવા કરિ ત્યારે શ્રી આચાર્યજી મહાપ્રભુ પણ બહુ પ્રસન્ન થઇ પોતાના શ્રી અંગની પ્રસાદી ઉપરણો પુર્ણમલને ઓઢાડયો પુર્ણમલે દંડવત કર્યાં અને પછી પોતાના સ્વદેશ અંબાલય ગયો તે પછી શ્રી આચાર્યજી મહાપ્રભુએ સાધુપાંડેને કહ્યું કે તું બ્રાહ્મણ છે અને શ્રીનાથજીનું મંદીર મોટું બંધાણુ છે માટે શ્રીનાથજીની સેવા બ્રાહ્મણ કરે તો સારૂ માટે તું સેવા કર ત્યારે સાધુપાંડે કહ્યું કે હું શેવામાં કશુ સમજતો નથી માટે સમજે એવા શ્રી કુંડ ઉપર વૈષ્ણવ શ્રી કૃષ્ણ ચૈતન્યના સેવક છે તેમને બોલાવી રાખવા ત્યારે બંગાળાથી બ્રાહ્મણો બોલાવી રાખ્યા અને માધવેન્દ્ર પુરીને મુખીયાની ચ્યા. કુંભનદાસને કીર્તનની સેવાઆપી કૃષ્ણદાસજીને અધિકારી નીમ્યાં એ પ્રમાણે શ્રી આચાર્યજીએ નેક નિત્ય બાંધ્યો અને જેટલી સામગ્રી જોઇએ તેટલી સાધુપાંડે પુરી પાડશે આ પ્રમાણે બંદોબસ્ત કરી શ્રી આચાર્યજી મહાપ્રભુજી પૃથ્વી પરીક્રમાં કરવા પધાર્યા. આચાર્યજી મહાપ્રભુને પૃથ્વી પરિક્રમાં કરવા સારૂ જતાં પહેલાં શ્રીનાથજીએ આજ્ઞા કરી

 વીંટી વેચી મને ગાયો લાવી આપો તે પ્રમાણે

શ્રી આચાર્યજીએ સાધુપાંડેને કહ્યું કે ત્યાં વીટી વેચી ગાયો શ્રીનાથજીને અર્પણ કરો ત્યારે સાધુપાંડેએ ગાયો રજુ કરી તેથી શ્રીનાથજી બહુ ખુસી થયા તે ઉપરથી હજારો ગાયો રજુ કરવામાં આવી એટલે શ્રી નાથજી મહાપ્રભુનું નામ તે દીવસથી શ્રીનાથજીએ ગોપાળ એવું ઠરાવ્યું.

એક દીવસ ચતુરાનાગાએ ગોવીંદકુંડ ઉપર રોટલીને વડી તૈયાર કરી ભોગ ધર્યો તે વખતે માધવેન્દ્રપુરીએ રાજભોગ ધર્યા. તે રાજભોગ શ્રીનાથજી છોડી ગોવીંદકુંડ ઉપર વડીને રોટલીનો ભોગ કરવા પધાર્યા પણ તેનાથી સંતોષ ન વળવાથી પાછા આવી માધવેન્દ્રપુરીને કહ્યું કે ફરી રાજભોગ કરો હું ભુખ્યો છું તેથી ફરી રાજભોગ ધર્યા માધવેન્દ્રપુરી શ્રીજીને મુગટ કછનો સૃંગાર કરતા અને ઉત્સવને દીવસે પાઘડીનો સૃંગાર કરતા. અને ચંદન સમર્પતા તે શ્રીજીને પસંદ નહી હતું તોપણ તેમને શ્રી આચાર્યજી મહાપ્રભુએ રાખેલા તેથી તેને કંઇપણ નહી કરતાં એવી રીતે ચોદ વરસ સુધી સેવા ચાલી પરંતુ એક વંદ્રાદેવીનું સ્વરૂપ શ્રીજી પાસે બેસાડયું તે શ્રીજીને અપ્રિય લાગ્યુ ત્યારે અચ્યુતદાસને આજ્ઞા કરી કે આ બંગાળી સેવકોને કાઢો તે બહુ દ્રવ્ય લઇ જાય છે.

સંવત ૧૫૮૭ આષાડ સુદી ૨ ઉપરાંત ૩ ને દીવસે મધ્યાન્હ સમયે શ્રી આચાર્યજી મહાપ્રભુ કાશીમાં હનુમાન હનુમાન ઘાટ ઉપર શ્રી ગંગાજીના મધ્ય પ્રવાહમાં પધારી પદ્માસન કરી સ્વધામ પધાર્યા ત્યારે શ્રી આચાર્યજીના પ્રથ-

મ પુત્ર શ્રીગોપીનાથજી શ્રી આચાર્યજીની ગાદી ઉપર બિરાજ્યા અને ત્રણ વરસ સુધી શ્રીનાથજીની સેવા કરી ત્યાં સુધી બંગાળી સેવકો રહ્યા શ્રી ગોપીનાથજીએ એક લાખ રૂપીઆના વાસણો તથા આભુષણ કરાવ્યા શ્રી ગોપીનાથજીના પુત્ર શ્રી પુરૂષોતમજી શ્રી ગીરીરાજની કંદરામાં પધાર્યા ત્યાં શ્રીનાથજીએ પોત ના હાથથી પકડી લીલામાં અંગીકાર કર્યા. પુત્રના વિયોગથી શ્રી ગોપી નાથજીનું ચિત ઉદાસથયું ત્યારે આપ શ્રીજગન્નાથજી પધાર્યા ત્યાં શ્રી બળદેવજીના સ્વરૂપમાં સંદેહથી સમાઈ ગયા અને લીન થઇ પુર્વ સ્વરૂપને પામ્યા. શ્રી આચાર્યજી પ્રભુના બે પુત્ર પ્રથમ શ્રી ગોપીનાથજી શ્રી જગન્નાથજીને સમર્પ્યો અને બીજા પુત્ર શ્રી ગોસાંઇજી નું રાજ્ય થયું ત્યારે બંગાળી સેવકોને કાઢી ગુજરાતી બ્રાહ્મણો રાખ્યા રામદાસને મુખત્યાર બનાવ્યા શ્રીનાથજીએ મલયાગર ચંદન લાવી તે ચંદન ચડાવવાની આજ્ઞા કરવાથી માધવેન્દ્રપુરી દક્ષિણ દિસા તરફ ગયા પેંડામાં માધવેન્દ્રપુરીને શ્રી ગોપીનાથજીએ દર્શન દીધાં તે પછી તે ધર્મશાળામાં સુતા હતા તે વખતે વિચાર થયો કે શ્રી નાથજીને ખીરના અટકા વધારે ભોગમાં આવે છે પરંતુ મે કદી પણ ખીરના અટકા ભોગમાં ધર્યા નહી એવો પશ્ચાતાપ કર્યો તે વખત ગોપીનાથજીને સયન ભોગ ધર્યો તે

વખતે શ્રીનાથજીએ એક ખીરનો અટકો ચોરી સીંહાસન નીચે છુપો રાખી મુકયો પછી ભોગ ત્યારે પંડયા માંહોમાંહે લડવા લાગ્યા કે અટકો ગયો કયાં એટલામાં ગોપીનાથજીએ કહ્યું કે એક અટકો મેં લીધો છે ને તે શ્રીનાથજીના ભુખ્યા માધવેન્દ્રપુરી આવ્યા છે તેમને આપી આવો તેથી એક પંડયો બુમ પાડતો પાડતો પતો લગાડી માધવેન્દ્રપુરીને અટકો આપ્યો તે કહ્યું કે તમોને ગોપીનાથજીએ પ્રસાદ મોકલ્યો છે તે લઇ માધવેન્દ્રપુરી ઘણા પ્રસન્ન થયા ને તે દીવસથી ખીર ચોરા ગોપીનાથ એવું નામ પડયુ

માધવેન્દ્રપુરી ચંદનના ભારા લેવા દક્ષિણમાં ગયાં ત્યાં તૈલંગ દેશનો રાજા પોતાનો શિષ્ય હતો તેને ત્યાં ઉતર્યો અને કહ્યું કે શ્રીનાથજીને ઉન્હાળામાં બહુ ગરમી લાગે છે તેથી તેમને મને આજ્ઞા કરી છે કે મારે મલયાગરચંદન જોઇએ માટે દક્ષિણમાં મલયાચલ પર્વત ઉપરથી મલયાગરચંદન શ્રીનાથજી માટે મારે લેવા જવાની જરૂર છે ત્યારે રાજાએ કહ્યું કે આપણે ત્યાં ચંદન છે તે સવામણ તેલમાં એક તોલો ચંદન નાંખો તો સવામણ તેલ શીતળ થાય માટે મને શ્રીનાથજીના દર્શન કરાવો તો ચાલો બે ભારા છે તેમાંથી એક ભારો તમે ઉંચકો ને બીજો હું ઉચકું આ પ્રમાણે રાજા પોતાના છોકરાને રાજ્ય સોંપી પોતે શ્રીનાથજીનાં દર્શન કરવાને આવ્યા ત્યાંથી ત્રસિ ગામમાં

ગામમાં આવ્યા તહાં પુષ્કરણી નદીમાં સ્નાન કરી એક બગીચા-
માં બેશી શ્રીનાથજીનું ધ્યાન કરે છે તે સમય શ્રીનાથજીએ જાણ્યું
કે મારે અર્થે માધવેન્દ્રપુરી મલયાગર ચંદન લઇને આવે છે
તેથી તેજ સ્થળમાં બગીચામાં પધાર્યા અને શ્રીનાથજીએ દર્શન
દીધાં ને તેથી ગ્રીષ્મ રૂતુનો સૃંગાર છે તેથી માધવેન્દ્રપુરીને
કહ્યું કે તુ અને ચંદન લગાડ ગરમી થાય છે ત્યારે ચંદન
માધવેન્દ્રપુરીએ શ્રીનાથજીને સમર્પ્યું અને લીલા નાળીએરનો
અને કેળાનો ભોગ ધ ા તે શ્રીનાથજી આરોગ્યા તે
પછી શ્રીનાથજીએ માધવેન્દ્રપુરીને આજ્ઞા કરી કે હીમાચલ
પર્વત સમીપ છે તેથી અને બારે માસ ચંદન મીય લાગતું નથી
ગ્રીષ્મ રૂતુમાં સુખ થાય છે પરંતુ તારો વિચાર તો બારે
માસ ધરાવાનો છે માટે દક્ષિણમાં સદા ગરમી રહે છે ત્યાં
તમે રહો. અને ચંદન સમર્પ્યા કરો અને રાજાને સાથે લો
તે પરમારગી કરશે અને ગુરૂ શીષ્ય સદા મારૂં સ્વરૂપ મલ્યા
ચલ ઉપર રહે છે અને ચંદનનો વાઘો પહેરી રહુછે અને ત્યાં
ઇન્દ્ર દર્શન કરવા આવે છે ત્યાં રહો એમ કહી શ્રીનાથજી
અંતર્ધ્યાન થયા અને માધવેન્દ્રપુરીને આજ્ઞા થઇ તેમ
કર્યું અર્થાત્ હિમ ગુપાળજીની સદા સર્વદા સેવા કરવા પર-
લોક ગયા માધવેન્દ્રપુરીને પરલોક ગયાની વાત છ માસે
ગુસાઇજીએ સાંભળી ત્યારે બહુ ખેદ કરતા લાગ્યા અને શ્રી
નાથજીના માટે ચંદન લેવા ગયા ત્યાં પરલોક ગયા. તે હમને કયાં
મળશે અને માધવેન્દ્રપુરીએ શાસ્ત્રી અભ્યાસ કરીને સારજીન

સેવા મારગને ગ્રહણ કર્યા અને શ્રીનાથજીની કૃપા એમના ઉપર ઘણીજ હતી એવી રીતે શ્રી ગુસાંઈજીએ આજ્ઞા કરી ખેદ કર્યો ત્યારે શ્રીનાથજીએ સમાધાન કર્યું અને સર્વ વૃતાંત્ત કહ્યું ત્યારે શ્રી ગુસાંઈજી પ્રસન્ન થયા. માધવેન્દ્રપુરી ત્યાગ દેશના બ્રાહ્મણ હતા અને આચાર્ય હતા તેના શિષ્ય કૃષ્ણ ચૈતન્ય થયા તેને કહ્યું તમે ગૌડ દેશોનો ઉદ્ધાર કરો તેથી ગોડીયા તેના શિષ્ય થયા અને માધવેન્દ્રપુરી તે પહેલાં સન્યસ્તા ગ્રહણ કરીને કાશીમાં રહેતા હતા શ્રી લક્ષ્મણ ભટજીએ શ્રી આચાર્યજી મહા પ્રભુને યજ્ઞોપવીત કાશીમાં આપ્યું ત્યારે માધવેન્દ્રપુરીને વિનંતી કરી કે તમે આધાર વિદ્યા પઠન કરાવો ત્યારે ચારવેદ છ શાસ્ત્ર ચાર મહીનામાં શ્રી આચાર્યજી મહાપ્રભુ ભણ્યા તે વખત માધવેન્દ્રપુરીને આજ્ઞા કરી કે ગુરૂ તમે કંઇપણ દક્ષિણમાં વરદાન માગો તે વખત તેમને શ્રી આચાર્યજી મહાપ્રભુનું સ્વરૂપ પરબ્રહ્મ સ્વરૂપ દશ્યમાન થયું ત્યારે વિનતી કરી કે આપ શ્રીનાથજી પ્રગટ કરશો તે આપના ચરિત્ર મને દિવ્ય દૃષ્ટિથી આપની કૃપાથી દેખાય છે ત્યા સેવાનો લેશ કંઈપણ મને પ્રાપ્ત થાય એજ દક્ષિણમાં હું માગું છું ત્યારે શ્રી આચાર્ય મહાપ્રભુએ આજ્ઞા કરી જ્યારે હું વ્રજમાં જઇશ અને શ્રીનાથજીને પાટ બેસાડીશ તે વખત તમે વ્રજમાં આવો એટલે શ્રીનાથજીની સેવા તમને સોંપીશું જ્યાં સુધી શ્રીનાથજીની ઇચ્છા હોય તો ત્યાં સુધી કરશો તે પછી આચાર્યજી મહાપ્રભુ સમય આવે વ્રજમાં પધાર્યા અને શ્રીજીને પાટ

બેસાડ્યા. તે વખત માધવેન્દ્રપુરી પણ વૃજમાં આવ્યા. ત્યારે આપે સેવા સોંપી તે આચાર્ય મહાપ્રભુનાં વરદાન નથી શ્રીનાથજીએ ૧૪ વર્ષ પર્યંત માધવેન્દ્રપુરી પાસે સેવા કરાવી અને તેમના સંબંધથી બીજા બંગાળીયો પાસે પણ સેવા કરાવી પરંતુ મ ુરસ સેવાનો અધિકાર દેખ્યો નહી તેથી આજ્ઞા કરી મારૂ નામ સ્મરણ કરો તેથી તમારો ઉદ્ધાર થશે મારી સેવા શ્રી ગુસાંઇજી કરશે શ્રીનાથજી શ્રી ગીરીરાજ ઉપર બીરાજ્યા શ્રી ગુસાંઇજી સેવા કરતા અને જ્યારે શ્રી ગોવરધનનાથજી પ્રગટ થયા ત્યારે અષ્ટ સખાપણ પણ ભુમિ ઉપર પ્રગટ થયા અષ્ટ છાપ રૂપ થઇને સહુ લીલાનુ ગાન કરત. તેમનાં નામ. કૃષ્ણ ૧ તોક ૨ ઋષભ ૩ સુબળ અર્જુન વિશાલ ભોજ શ્રીદામાએ અષ્ટ સખા

૪ ૫ ૬ ૭ ૮

આઠ છાપ રૂપ થયા તેમનાં નામની છાપય શ્રી દ્વારીકાનાથજી મહારાજે બનાવી છે કે

છપ્પય.

સુરદાસ સો તો કૃષ્ણ તોક પરમાનંદ જાનો.
કૃષ્ણદાસ સો રૂષભ, છીત સ્વામી સુબલ વખાનો.
અર્જુન કુંભનદાસ ચત્રભુજદાસ વિસાલા
વિશ્નુદાસ સો ભોજ, સ્વામી ગોવિંદ શ્રી દામાના
અષ્ટ છાપ આઠો સખા શ્રી દ્વારીકેસ પરમાન
જીનકે કૃત ગુનગાન કરી નિજ જન હોત સુજાન.

એક કાશીનો નાગર બ્રાહ્મણ હતો તેનો વિવાહ વડનગર કર્યો હતો તે તેની વહુને લઇને જતો હતો તે વખતે મારનામ શ્રી મથુરાજી આવ્યા તે વખતે સ્ત્રીએ કહ્યું કે શ્રી ગીરીરાજ ઉપર શ્રીનાથજી બીરાજે છે માટે તેના દર્શન કરતાં જઇએ તે સ્ત્રી શ્રી ગુસાંઇજીની સેવકી હતી તે સાંભળી બેઉ જણ દર્શન કરવા ગયા અને ભોગનાં દર્શન કર્યાં તે વખત એ સ્ત્રીએ શ્રીનાથજીને વિનંતી કરી કે મહારાજ મારો હાથ શ્રી ગુસાંઇજીએ આપની આજ્ઞાથી ગ્રહણ કર્યો છે માટે હું સેવકને આ દુઃસંગથી છોડાવી આપનાં સમીપમાં રાખો એવી વીનંતી સાંભળી શ્રીનાથજીએ પોતાના શ્રી હસ્તથી તેનો સંદેહથી નીત્ય લીલામાં અંગીકાર કરી ત્યારે તે બ્રાહ્મણ મરવા પડયો તેથી શ્રી ગુંસાઇજીએ તેને નિત્ય લીલાનાં દર્શન કરાવ્યાં જ્યારે ગોપીકા મંડળમાં તેણે દીઠી ત્યારે તે નાગરનો સંદેહ નિવૃત થયો અને તે પણ શ્રી ગુંસાઇજીનો સેવક થયો અને નિત્ય લીલામાં પ્રાપ્ત થયો પછી તેનો જન્મ ગાંઠયોલી ગામમાં થયો ને સ્યામ પખવાજી એ નામથી પ્રસીદ્ધ કહેવાતો તેની એક લલિતા નામની છોકરી થઇ તે બીન ઘણી સારી વગાડતી અને સ્યામ પોતે મૃદંગ બહુ સુદર વગાડતો. તે સાંભળવાને શ્રીનાથજી એક દીવસ ચાર પહોર રાત્રે જાગ્યા, પ્રાતઃ કાળે. સંખનાદ થયો. ત્યારે નિજમંદીરમાં પધાર્યા તે જગાવતી વખત શ્રી ગુસાંઇજીએ શ્રીજીને પુછ્યું બાબા આજરાત્રીએ જાગરણ કર્યા થયું ત્યારે શ્રીજીએ કહ્યું કે આજ ગાંઠયોલીમાં લલીતાએ બીન વગાડી અને સ્યામે મૃદંગ વગાડયો ત્યાં

મોટો રંગ થયો એ સાંભળી શ્રીગુંસાઇએ તે સ્યામ પખ-
વાજી અને લલીતાને બુલાવીને નામ સંભળાવ્યું અને શ્રી
જીની સેવામાં રાખ્યા જ્યાં જ્યાં શ્રીનાથજી ક્રીડા કરે ત્યાં
ત્યાં અષ્ટ છાપ ગાય અને લલીતા તથા સ્યામ બજાવે બધા
વૃજવાસીઓએ મળી શ્રીનાથજીને ગાયો ભેટ કરી સઘળા
વૃજવાસીઓએ સાંભળ્યું કે શ્રીનાથજીને ગાયો પ્રિય છે માટે
આપણે સહુએ પછી એકેકી ગાય શ્રીનાથજીને ભેટ કરો એમ
વિચાર કરી ગીરીરાજની આસપાસના વીસ ગામોએ ગાયો
અર્પણ કરી ત્યારે દહી દુધ વગેરે આરોગવા લાગ્યા.
શ્રી ગુંસાઇજીએ શ્રીનાથજીના ખર્ચનું પ્રમાણ બાંધ્યું તે પૈકીમાં
શ્રીનાથજીના ભોગ વખતે રૂ ૧૦૦૦૦નું ખર્ચ ઢોર તથા
બીજી સામગ્રીમાં થવા લાગ્યું અને એક વૃજવાસીની દોહી
દહી વીગેરે આરોગવા લાગ્યા.

એક વખતે આરતીના સમયે એક દોણીમાંથી એક
રોટલીનો કડકો નીકળી આવ્યો તે શ્રી ગુસાઇજીએ જોયો તે
કાઢી નાંખી રાજભોગ ધરાવ્યા પછીથી વૃજવાસીઓની
દોણી બંધ કરી ત્યારે શ્રીનાથજીએ રામદાસને આગ્ના કરી કે
વૃજવાસીઓની દોણી સરૂ કરો પણ તે તપાસી લઇ રાજ-
ભોગ ધરયા કરો. આ હકીકત રામદાસે શ્રી ગુંસાઇજીને
કહ્યું ત્યારથી પાછી શરૂ કરવામાં આવી. શ્રી ગુસાંઇજીએ
ગાયોને રાખવા માટે મોટી મોટી ગૌશાળાઓ ગુલાલ કુંડના

મારગમા બંધાવી. અને બાર ગોવાલ ગાયોના માટે રાખ્યા તેના નામ. હું ભનદાશના છોકરા કૃષ્ણદાસ, ગોપીનાથ ગોપાલ ગ્વાસ અને ગંગાગ્વાલ તેઓ ગાય ચરાવે અને શ્રીજીના સંગમાં ગ્વાલ મંડલી રહી આવી રીતે રોજ રોજ ખેલવા ભેગા થતા એક દીવસ ગોપીનાથ ગ્વાલે શ્રીજીને કહ્યું કે તમને શ્રી ગુસાંઇજી લાડવાનો ભોગ ધરાવે છે તો અમારા માટે લાડવા લાવ્યા કરો તો શ્રીજીએ કહ્યું કે કાલે લાવીશ બીજે દીવશે આઠ લાડવા ચોરી લાવ્યા તેમાંથી દરેકને એક અને ગોપીનાથગ્વાલ બે આપ્યા. તેમાં એક ખાધો અને એક બાંધી રાખ્યો તે આવી ગુસાંઇજીને દંડવત કરી ઉભો હતો ત્યારે ભીતરીઆ આઠ લાડુ ઘટવાની ફરીઆદ કરી ત્યારે ગોપીનાથદાશ ગ્વાલે બાંધે લો લાડવો છોડીને બતાવ્યો કે મહારાજ આ લાડવો તો નહીં તે ઓળખીને પુછ્યું તો કહ્યું કે શ્રીનાથજી આઠ લાડવા લાવ્યા હતા. તે હકીકત જાણી તે લાડવામાંથી દરેકને પ્રસાદ વહેંચી પછી દરેકને તેમને વહેંચેલા પ્રમાણે નેક બાંધી આપ્યો તેવી રીતે શ્રીનાથજીના ચોખાના ખેતરના ચોકીદારને પણ બે લાડવા ચોરીને આપી આવ્યા તેથી તેની પણ ચર્ચા થવાથી શ્રીનાજીયે આજ્ઞા કરી કે હું આપી આવ્યો છું તેથી તેને બોલાવી સેવામાં રાખ્યો અને હરજી ગ્વાલ નામ રાખ્યું. )

પછી વ્રજવાસીઓના ઘરનું રોજ દહીનું માટલું માગવું, તે એક દીવસ રાજભોગ પછી આવ્યું. તેથી શ્રી-

જીએ અનોસર થયા પછી એક સોનાનો વાડકો લઇને બરો-લીમાં શોભા ગુજરીને ત્યાં જઇને કહ્યું કે, મને દહીં આપ તેથી તેણે ચોંખા દહીંમાંથી દહીં આપ્યું. પછી જેટલું ખવાયું તેટલું ખાઇને તે વાડકો ત્યાં મુકીને પોતાને મંદિર પધાર્યા. ત્યાં સેવકો વાડકાની ચર્ચા કરતા હતા તેવામાં બ-રોળીથી શોભા ગુજરીએ સુવર્ણનો વાડકો લાવીને ગુસાંઇ-જીને આપીને કહ્યું કે, મહારાજ ! શ્રીનાથજી મારે ત્યાં દહીં ખાઇને નાંખી ગયા તે હું લાવી છઊ તેથી તેમણે ઘણોજ પશ્ચાતાપ કર્યો એક દહાડો ગોપાળદાસને શ્રીજીએ કહ્યું કે તમે ગુસાંઇજીને કહો કે, હું અપછરા કુંડપર ભુખ્યો છઊં. ત્યાં તમે દહી ભાત લઇને આવો. તે વાત શ્રીગુસાંઇજીને કહે-વાથી તે અપસરમાં નાહીને ત્યાં લઇ ગયા. તે શ્રીજી બળ-દેવજી તથા સર્વે સખા મંડળી સહિત આરોગ્યા. આ લીલાનો અનુભવ લઇને શ્રીગુસાંઇજી પોતાની બેઠકે પધાર્યા, પછી એક દહાડે. જ્યારે શ્રીગુસાંઇજી ગુજરાતમાં હતા, ત્યારે શ્રીજીએ શ્રીગિરિધરજીને આજ્ઞા કરી કે, મથુરામાં હું તમારૂ ઘર જોવાને ચાલીશ એમ કહીને તેમની ખાંધપર ચઢીને રથમાં બેસીને મથુરામાં પધાર્યા. ત્યાં શ્રીગુસાંઇજીના સાત ઘરોમાં ૧૬૨૩ ના ફાગણ વદી ૭ ગુરૂવારને દહાડે પાટ બેઠા તે દિવસે ઘર વિગેરે બધી ચીજો સમર્પણ કરી દીધું. ત્યારે દરેક એક એક કપડું પહેરી બહાર ઉભાં રહ્યાં ત્યારે કમળા બેટીજીને એક નથ રાખી બાકી બધું ભેટ કીધું

ત્યારે શ્રી નાથજીએ કીધુ કે "હમારી નથ લાવો" એવી રીતે બધું સંભારીનેલીધુ ત્યારપછી સઘળાં વહુ બેટી બાળક વીગેરે એ મળી શ્રીનાથજીને હોરી ખેલાવી પ્રસન્ન કર્યા આસમાચાર જાણીશ્રી ગુસાંઈજીઘર પધારવા ફર્યા ત્યારે શ્રીજીએ ગીરધરજીને કહ્યું કે જો ગુસાંઇજી મને ગીરીરાજ ઉપર નહી દેખે તો બહુજ દુઃખી થશે માટે આજને આજ ચાલો તમે રથ તા-કીદે હાંકો. અને રાજ ભોગ સેન ભોગ ભેગો ગીરીરાજમાં આરોગીશ એવી રીતે ચાર છડી દિન પાછલો રહયો ત્યારે ગીરીરાજ પધાર્યા. ત્યાંથી રથમાંથી ઉતરી શ્રીગીરધરજીનો કાંધ ઉપર બેસી પોતાના મંદીરમાં કુદિને ચોકી ઉપર બીરાજ્યા આ દિવસ નરસીંહ ચોદશ હતી તે દિવસ શયન ભોગ તથા રાજભોગ ભેગો થયો તેથી આજ પણ તે દિવશે ભેગો થાય છે બીજે દીવશે પુનેમ હતી તે દિવસે શ્રીગુસાંઈજી ગુજરાતથી પાછા શ્રીગીરીરાજ પધાર્યા ત્યાં શ્રી ગુસાંઇજીએ શ્રીનાથજીના કપાળ ઉપર હાથ દઇ પુછયુ બાબા શ્રી મથુરાજી શું કારણથી પધાર્યા હતા ત્યારે શ્રી નાથજીએ કીધું કે સહુ વહુ બેટીયોને જોવા સારૂ ગયો હતો. એવી રીતે વાર્તા લાપ કરી ઘણાજ આનંદમાં થયા.

એક દિવસ શ્રીનાથજી ગોવિન્દ સ્વામીની સંઘાતે શ્યામઢાક ઉપર રમતા હતા તે વખત મંદિરમાં શંખનાદ થયો તેથી શ્રીજી ઉતાવળથી પધારયા તે કારણથી કવાયનો ટુકો ઝાડની ડાળમાં અટકી રહો ત્યારે શ્રીગુસાંઈજીએ ભોગ

સમયે દર્શન કરી ખેદ કરયો કે ખબર નથી કે શું કારણ છે તે વખત ગોવિન્દ સ્વામીએ ત્યહાંથી આવી તે કવાયનો ટુક શ્રી ગુસાંઇજીને દીધો અને કહ્યું કે તમારે બાળક ઘણા જ અડાળે છે ત્યારે તે ટુક લઇ શ્રીગુસાંઇજીએ કવાય કે લગાવી દીધો અને રામદાસને આજ્ઞા કરી કે શયનના થયા પછી થોડીવાર રહી જયારે શ્રીજી મંદિરમાં પધારે ત્યારે ફેરા ખોલવા કરો !

એક વખત શ્રીગુસાંઇજીએ શ્યામ વાઘો કરાવ્યો તે મેલનું વસ્ત્ર હતું તેથી વાઘો જરા નાનો થયો જ્યારે શ્રીગુસાંઇજીએ શ્રીજીને વાગો પેહેરાવ્યો ત્યારે તેજ વાગા પ્રમાણે નાનું સ્વરૂપ ધરિને અંગીકાર કરયો ત્યારે શ્રીગુસાંઇજી ઘણાજ પ્રસન્ન થયા. એક વખત શ્રીનાથજી

ગ્વાલિયરની છોકરી રૂપમંજરી હતી તેની સાથે ચોપડ રમવા પધારયા ચાર પોહોર સુધી ચોપડ રમ્યા અને બીન સાંભળી તે બીન ઘણી સારી વગાડતી હતી ચાર પોહોર રાત ત્યહાંજ રહ્યા તે રૂપ મંજરી ગુણગાન સારૂં કરતી તેથી નંદદાસજીએ રૂપમંજરી ગ્રંથ કરયો છે પછી પ્રાતઃકાળે પોતાના મંદિરમાં પધારયા ત્યારે મંગળાનાં દર્શન સમયે શ્રીજીના આખો લાલ જોઇ ત્યારે શ્રીગુસાંઇજીએ પુછયું બાબા આજ રાત્રિ જાગરણ ક્યહાં થયું ત્યારે શ્રીનાથજીએ સવ વૃત્તાંત કહ્યું કે “ રૂપમંજરીને ત્યહાં ચોપડ ખેલવા ગયો

હતા ” ત્યારે શ્રીગુસાંઇજીએ વિનંતી કરી કે લૌકિક શરીરના વાસ્તે એટલી દુર પરિશ્રમ ન કરવો અહીયાં વ્રજ ભક્તાની સાથે સુખે ચોપડ ખેલો તે દિવસથી મંદિરમાં ચોપડ માંડી એઠકની સામે શ્રી મહાપ્રભુએ બારી ખાવી હતી તેમાંથી શ્રી આચાર્યજી મહાપ્રભુ ગ્વાલ મંડળીને જોતા એક દીવસ શ્રી ગોકુલનાથજી સંગાર કરતા હુતા ત્યારે બારીમાંથી તડકો આવ્યો ઉનાળો હોવાથી તડકો આકરો લાગવાથી તે બારીને આડી અગાસી કરાવી અને પછી શ્રી ગોકુળનાથજી ગોકુળ ગયા ત્યારે શ્રીજીએ માહુના નામના માણસને આજ્ઞા કરી કે “ તું શ્રી ગોકુલનાથજીને કહે કે આ અગાસી કાઢી નંખાવો મને બેઠક દેખાતી નથી. ” તે સાંભળીને દાડયો અડીંગ (ગામ) પાસે આવી શ્રી ગોકુલનાથજીને વિનંતી કરી કે મહારાજ નાને મ્હોડે મોટી વાત છે શ્રીજીએ આજ્ઞા કરી છે કે. “ એ અગાસી કાઢી નંખાવો ” ત્યારે શ્રીગોકુળનાથજીએ પુછયું કે શ્રી નાથજી મારૂં નામ જાણે છે ? ગદ ગદ કંઠે થઇ બે ચારવાર તે વાત કહેવડાવી અને ત્યાંથી જ આપ પાછા શ્રીજીદ્વાર પધાર્યા અને શ્રીજીને સામગ્રી ભોગ ધરાવી ક્ષમા માગી અગાસી કઢાવી નાંખી ત્યારે શ્રીજી પ્રસન્ન થયા. એક ગીરધરજીનો સેવક કલ્યાણ જોશી વૈષ્ણવ હતો તે શ્રીજી આગળ કીરતન કરતો હતો તે એક દિવસ શ્રી ગીરધરજી શ્રીજીને બીડી આરોગાવતા હતા. તે વખતે કલ્યાણ જોશી કીર્તન કરતો હતો એ કીર્તન કરતાં મનમાં વિચાર આવશે કે “ શ્રી ગુસાંઇજના અષ્ટ છાપના

વૈષ્ણવ કીર્તન કરતા ત્યારે શ્રીજી હસતા અને હવે હસતા બોલતા નથી ” એ પ્રમાણે મનમાં શંકા થઇ. તેમનની વાત શ્રીજી ( અંતર્યામી ) એ જાણીને બીડી આરોગતે હસીને શ્રી ગીરધરજીને કીધું કે આ વૈષ્ણવ કીર્તન સારાં ગાય છે, એ હસવા સહીતનાં દર્શન કલ્યાણ જોશીને થયાં ત્યારે શ્રી ગીધરજીએ પુછયું કે “ આ આનંદ કોના ઉપર થયો. તે કારણ જાણી શ્રી ગોકુલનાથજીને આજ્ઞા કરી “શ્રી નાથજી સદા એક રસ બિરાજે છે આદિ મધ્ય અને અવસાન શ્રીગુસાંઇજીના આગળ શુદ્ધ પુષ્ટિ સૃષ્ટિ હતી તેથી સર્વથી સંભાષણ કરતા બોલતા અને ખેલતા હતા અને હવે મિશ્રિત પુષ્ટિ સૃષ્ટિ છે તેથી સહુની સેવા તો શ્રીજી અંગીકાર કરે છે પરન્તુ સંભાષણ શુદ્ધ પુષ્ટિ સૃષ્ટિ સાથે કરે છે ” જયારે માળાનો પ્રસંગ થયો હતો ત્યારે શ્રીગોકુલનાથજીએ તો ધર્મની રક્ષા કરિ અને શ્રીગીરીધરજી શ્રી મથુરેશજીનો સ્રૃંગાર કરતા હતા: અને શ્રીદામોદરજી શ્રીજીને પાસે રહેતા જયારે શ્રીમથુરેશજી-એ બગાસું ખાધું તેમાં શ્રીગિરિધરજી લીન થયા તે જોઇને બન્ને ભાઈ શોક કરવા લાગ્યા ત્યારે શ્રીનાથજીની આજ્ઞા થઈ કે શોક ન કરો અને આ ઉપરણાથી લૌકિક કાર્ય કરાવો ” ત્યારે શ્રીદામોદરજી ગાદિ ઉપર બિરાજ્યા તે વખત

ત્રણ લાખ રૂપીઆ શ્રીજીની ગોલખમાં ભેટના હતા તે ભંડારિએ શ્રી દામોદરજીથી છુપાવ્યા પછી શ્રીનાથજીએ આજ્ઞા કરી કે જાણતા અજાણતા વૃક્ષને નીચે ત્રણ લાખ મુદ્રા મુકી છે અને તે ભંડારિએ ચોરીને રાખી છે તેને તમે મંગાવી લ્યો ત્યારે શ્રીદામોદરજીએ તે મુદ્રા મંગાવી લીધી એવી રીતે શ્રીનાથજીએ દૈવી દ્રવ્ય અંગીકાર કર્યું. એક દિવસ શ્રીદામોદરજીના પુત્ર શ્રી વિઠ્ઠલરાયજી આગારે પધાર્યા ભાઇઓમાં ઝગડો હતો તે હમેશાં કકાસ કર્યા ચિત્તમાં બહુ ખેદ થયા ત્યારે શ્રીજીને વિનતી કરી કે " એઓની તરફ તો પાદશાહ બોલે છે પણ મારી તરફ કોણ ત્યારે શ્રીજીએ આપ દર્શન આપ્યાં લાલ છડી હાથમાં ધરી છે અને શ્રી વિઠ્ઠલરાયજી પાસે આપ બિરાજ્યા. મસ્તક ઉપર શ્રી હસ્ત ધર્યો અને સમાધાન કર્યું અને આજ્ઞા કરી કે જ્યારે શ્રી ગુસાંઇજી શ્રીગીરીરાજમાં પધાર્યા ત્યારે સાતે બાલકોને મ્હારી પાસે લાવીને ઉભા કર્યા અને મને કહ્યું કે જેના ઉપર આપ પ્રસન્ન હો તે પાસે સેવા કરાવીએ ત્યારે મેં શ્રીગિરિધરજીનો હાથ ગ્રહણ કર્યો અને જે સર્વ બાળક કરસે તે કરવા લાયક સામર્થ્ય શ્રીગિરિધરજીમાં છે મને પોતાને ઘરે શ્રીમથુરાજીમાં પધરાવ્યા સર્વસ્વ સમર્પણ કર્યું અને દંડોતી શિલા ઉપરથી ખભા ઉપર ચઢાવી મંદિર સુધી પધાર્યા અને અડેલથી વ્રજમાં પધારતી વેળાએ શ્રીનવનીતપ્રિયજીના સંપુટ ઉપરથી પધરાવવા

આરૂ શ્રીગુસાંઈજીના છઓ બાળક ઉપર પધારયા પરંતુ કો-ઇથી ઉપડયો નહીં ત્યારે શ્રી ગિરિધરજીએ ઉઠાવ્યો તથી મુખ્ય સેવા તેમનેજ છે અને વરસના ત્રણસો સાઠ દિવસ છે તેમાં સાઠ દિવસ ઉત્સવના મુખ્ય સૃંગાર છે તે તમે કરો અને ત્રણસો દિવસના સૃંગાર સર્વ શ્રીગુંસાંઇજી બાળક કરે આવી રીતે આજ્ઞા કરીને શ્રીનાથજી શ્રી ગીરીરાજ ઉપર પધાર્યા અને બીજે દીવસે પાદશાહે પણ જે રીતે શ્રીનાથજીએ આજ્ઞા કરી હતી તે રીતે લખી આપ્યું. અને એક લખત શ્રીવિઠલરાયજીને લખી આપ્યું એ રીતે ઝઘડો મટાડયો એ શ્રીવીઠલરાયજી આપ ઘરે પધાર્યા. આ લખતની નકલ ઉદયપુર રાજ્યાધીપતી દેવસ્થાન શ્રીનાથદ્વારના વર્તમાન શ્રીમંત મહારાજ શ્રીરાજ શ્રીગદ વલ્લભકુળ તૃષ્ણ ટીકૈત ગોસ્વામી મહારાજ શ્રીગોવરધનલાલજી મહારાજ નારસ્વતી ભંડારમાં તથા શ્રીમાન પુજયનીય ગો-સ્વામી શ્રીજીવણલાલજી મહારાજના સરસ્વતી ભંડારમાં

પણ છે. શ્રીવિઠ્ઠલરાયજીના લાલજી શ્રીગિરિધરજી તેઓ એક સમય લાહોર પધારયા જ્યારે ડોળ ઉત્સવને સોળ દિવસ બાકી રહ્યા ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી જ્યારે તમે મને વસંત ખેલાવસો ત્યારે ખેલીસ અને એક વૈષ્ણુ લાખ મુદ્રા ભેટ કરસે તે લઇને તરત આવજો પછી બીજે દિવસે તેટલી ભેટ આવી તેને લઇને બાર દિવસમાં શ્રીગિરિરાજ પધારયા ત્યારે શ્રીજીને વસંત ખેલાવી તે પછી ડોળ ઝુલાવ્યા ત્યારે શ્રીજી

અતિ પ્રસન્ન થયા શ્રીનાથજી શ્રીગિરિધરજીનાં કહેવાથી ટીકિતોનો પક્ષપાત કરે છે એજ રીતે શ્રીગોકુલનાથજી કાશ્મીર પધારયા જ્યારે માળા પ્રસંગથી દિગ્વિજય કરિ ફરિ પધારયા તેટલામાં ફાગણ વ્યતીત થઇ ગયો તેથી શ્રીગોકુલનાથજીએ તો ફાગ ન ખેલાવ્યા ત્યારે શ્રીજીએ એક દુધઘરિયા ગ્વાલ હતો તેને આજ્ઞા કરિ તું શ્રીવલ્લભને કહે જે અને વસંત ખેલાવે ત્યારે તેણુ શ્રીગોકુલનાથજીને ચૈત્ર વદિ ૧૧ ને દિવસે કહ્યું તે દિવસે વસંત ખેલાવી અને ગુલાબનાં ફુલની મંડળી થઇ આસપાસ કેલા માધવીની લતાનો કુંજ થયો મુકુટનો સૃંગાર થયો અને આ ધમાર ગાઇ "सदा वसंत रहे वृंदावन लता लता द्रुम डाळे" આ રીત શ્રીજી વલ્લભકુળની સેવાની ઇચ્છા રાખે છે

શ્રીવિઠ્ઠલરાયજી ટિપારાનો સૃંગાર શ્રીજીને ઘણો સુંદર ધરતા તે શ્રીનાથજીને અત્યંત પ્રિય ભાસતો મહિનામાં બે ચાર વખત આજ્ઞા કરિને ટિપારાનો સૃંગાર કરાવતા દર્પણમાં સ્વરૂપ જોઇને શ્રીનાથજી બહુ પ્રસન્ન થતા પછી એક વાર શ્રીવિઠ્ઠલરાયજી બડેસહેર પધારયા ત્યારે શ્રીગુંસાઇજીના કોઇ બાળકે ટિપારાનો સૃંગાર કરવાનો મનોરથ કરયો ત્યારે શ્રીનાથજીએ ના કહી જ્યારે શ્રીવિઠ્ઠલરાયજી પધારયા ત્યારે ટિપારાનો સૃંગાર કરયો.

એક વખત શ્રીગુંસાઇજી શ્રીદ્વારિકા પધારયા તે મેવાડને

રસ્તે થઇને પધારયા ત્યહાં એક સિંહાડ નામનું સ્થળ બહુ સુંદર જોઇને શ્રીગુસાંઇજીએ બાબા હરિવંશજીને આજ્ઞા કરી આ સ્થળમાં કેટલાએક કાળ પછી શ્રીનાથજી બિરાજશે પણ અમારાં છતાં તો શ્રીગિરિરાજ મુકીને પધારશે નહી ત્યારે શ્રીગુસાંઇજીએ બે દિવસ ત્યહાં ઉતારો રાખ્યો પછી રાણા શ્રી ઉદેસિંહજીનાં દર્શન કરવા આવ્યા તે સો મોહોર અને એક ગામ ભેટ કરી ત્યારે શ્રીગુસાંઇજીએ પ્રસાદી વસ્ત્ર ઉપરણો આપ્યો તેનું ગ્રહણ કરી દંડવત્ કરયા અને પોતાને ઘરે ગયા તે પછી તેમની રાણીઓ દર્શન સારૂં આવી તેમાં મીરાંબાઇ રાણી-જીની દીકરી મુખ્ય તે પણ દર્શન કરવા આવી અને રાણી-જીના કુંવરની રાણી અજબ કુંવરી હતી તેણે શ્રીગુસાંજી પાસે બ્રહ્મ સબંધ લીધું જ્યારે શ્રીગુસાંઇજીએ દ્વારકા પધા-રવા ઇચ્છા કરી ત્યારે તેને મુર્છા આવી ત્યારે શ્રીગુસાંજીએ આજ્ઞા કરી કે મારે આ જગાએ રહેવું ન બને શ્રીજી તને નિત્ય દર્શન દેશે એ રીતે આજ્ઞા કરી શ્રીગુંસાઇજી દ્વારકા પધાર્યા. ત્યારપછી શ્રીજી ગીરીરાજથી મેવાડ પધારીને અજબ કુંવરીને રોજ દર્શન આપે અને ચોપડ રમી શ્રીગીરીરાજ પધારે એક દીવસ અજબ કુંવરીએ શ્રીજીને વિનંતી કરી કે ,, આપને આવતાં જતાં જાતે પરીશ્રમ થાય છે, તેથી મેવા-ડમાં બિરાજમાન થાઓ તો મને રોજ દર્શન થાય ” ત્યારે શ્રીજીએ કીધું કે જ્યાં સુધી શ્રીગુસાંઇજી આ ભુમીતલ ઉપર બીરાજે છે ત્યાં સુધીનો હું ગીરીરાજ છોડીને નહી આવું

પછી મેવાડમાં જરૂર આવીશ. અને ઘણાં વર્ષ સુધી રહીશ. જ્યારે ફરી શ્રીગુસાંઈજી પાછા પોતાના કુળમાં પ્રગટ થઇ વ્રજમાં પધરાવશે ત્યારે જઇશ. અને ઘણાં વર્ષ સુધી ત્યાં રહીશ. કેટલાએક કાળ પછી શ્રીજીને મેવાડ પધારવાની વાત યાદ આવી આપે વિચાર્યું કે મેવાડ તો અવસ્ય પધારવું અને શ્રીઆચાર્યજીએ ઉપર પાટ બેસાડયા છે. તેથી કૃષ્ણ કરાને વલ્લભકુળ ઉઠાવશે. નહી જોરાવરીથી ઉઠવું કે "કોઇ મુસલમાન બાદશાહને પ્રેરણા કરવી કે મને ઉઠાવીદે" એક વખત વલ્લભજી મહારાજને સ્વપ્ન થયું કે " શ્રીજી ગીરીરાજ ઉપરથી ઉઠીને બીજે દેશ પધાર્યા. " જ્યારે

શયન આરતી થયા પછી સઘળા સેવક ઘરે જાય ત્યારે એક મુસલમાન આવે તે દાઢીથી જગમોહન અને કમળચોક ઝાડે. એ રીતે બાર વર્ષ સુધી મંદીર ઝાડયું પરંતુ કોઇને ખબર ન પડી કારણ યોગબળથી આકાશ મારગે આવે ને જાય એક દીવસ શ્રીનાથજી તે ઉપર પ્રસન્ન થયા. અને પોતાના બંટામાંથી બે પ્રસાદી બીડાં આપી ને આજ્ઞા કરી કે હું બાવન વરસ તને રાજ્ય આપું છું અને તું મને ગીરીરાજ ઉપરથી ઉઠાવી દે. તું આ જે મારૂં મંદીર છે તે તો શ્રી ગીરીરાજમાં ગુપ્ત થઈ જાશે ત્યારે તું ત્યાં મસીદ કરાવી દંડવત કરજે આગળ અંદર આવીશ નહી આવું સાંભળી મુસલમાન ( ઔરંગજેબ ) આ ગ્રે ગયો અને શ્રીજીની આજ્ઞાથી પ્રબળ રાજ્ય કર્યું

ત્યારપછી બાદશાહે એક હલકારાને શ્રીજીને દ્વાર મોકલ્યો તેણે આવીને શ્રીવિઠ્ઠલરાયજીના પુત્ર શ્રીગોવિંદજી હતા તેને કહ્યું અને ટીકેત તો શ્રીગીરધારીજીના પુત્ર દાઉજી હતા તે પંદર વર્ષના બાળક હતા તેથી શ્રીગીરધારીજીના નાના ભાઇ શ્રીગોવિંદજી હતા તે શ્રીજીને ત્યહાંનો અધિકાર કરતા તેથી હલકારે તેમને કહ્યું કે બાદશાહે કહાવ્યું છે કે શ્રીગોકુલના ફકીરોને કહો જે હમને કાંઇ એક કરામાત બતાવો નહીંતો અમારાં દેસમાંથી ઉઠી જાઓ ત્યારે શ્રીગોવિંદજીએ શ્રીજીથી પુછ્યું જે દેશાધિપતિએ કરામત માગી છે. આ મારગમાં તો આપની કૃપાનીજ કરામત છે હુકમ હોય તો બતાવું ત્યારે શ્રીજીએ કાંઈ ઉત્તર આપ્યો નહીં ત્યારે શ્રીગોવિંદજીને બહુ ચિંતા થઈ અને વિચાર કર્યો કે શ્રીજીની આજ્ઞા વિના તો કાંઇ બતાવાય નહી અને બતાવવા વિના અહી સ્થિતિ થાય નહીં તેથી હવે સ્યો ઉપાય કરવો શો શ્રીગોવિંદજીના મ્હોટા ભાઇ શ્રી ગીરીધારિજી લીલામાં પધારયા હતા તેમના ઉપરે શ્રીજીની મ્હોટી કૃપા હતી તે શ્રીગિરીધારીજીએ બાદશાહનાં આજ્ઞાપન પરવાનાં ઉપર સહી ન કરી અને આજ્ઞા કરી કે ' જયહાં સુધી હમે બિરાજીએ છીએ ત્યહાં સુધી તારાથી ગાદીને કાંઈ થવાનું નથી, એમ કહીને આપ શ્રીજીને દ્વાર પધારયા એઓ શ્રીગીરીધારીજી સાથે ગોવરધનના બ્રાહ્મણો અને ગોરવાનોને બનાવ ન રહ્યો ત્યારે દાનઘાટીનો મારગ છોડી દીધો અને શ્રીગોવિંદ કુંડ ઉપર તે ટાંકણાથી ગોવિંદ ઘાટી બનાવી તેથી

તે પ્રાયશ્ચિત દુર કરવા સારૂં આપને બરછી લાગી હતી ગેઅરવાનોએ તે બરછી મારી અને બ્રાહ્મણોએ સોમલ ધરયું તેથી લીલામાં પધારયા તે લીલામાં સદા સર્વદા શ્રી ગોવર્ધન નાથજીની સેવા કરે છે. તે શ્રીગીરીધારીજીને

શ્રી નાથજીએ આજ્ઞા કરી જે શ્રીગોવિન્દજી ચિંતા કરે છે ને તમારૂં સ્મરણ કરે છે તેમને તમે દર્શન દઈને અમારૂં મેવાડ પધારવાનું વૃત્તાંત કહો ત્યારે શ્રી- ગીરિધારીજીએ અર્ધરાત્રને સમયે શ્રીગોવિન્દજીને પાસે આ- વીને દર્શન દીધાં ત્યારે શ્રી ગોવિંદજીએ એક ચોકી વિછાવી દીધી તે ઉપર આપ બિરાજયા ત્યહાં પ્રથમ તો એક શ્લોક નવરનનો કહ્યો.

चिंता कापि न कार्या, निवेदितात्माभिः कदापीति ॥
भगवानापि पुष्टिस्थो, न करिष्यति लौकिकींच गति ॥१॥

પછી આ આજ્ઞા કરી જે શ્રીજીની એવી ઇચ્છા છે કે અહીં ગુપ્ત ક્રીડા કરસે અને શ્રી આચાર્યજીએ શ્રીજીની જન્મપત્રિકા બનાવી અને શ્રીગોપાળ એ નામ ધરયું તેથી ગાયોની રક્ષા કરવા પધારસે આ બાદશાહ તો મિશ અર્થાત નિમિત્ત માત્ર છે પ્રથમના વૈષ્ણવોનો જયહાં મનોરથ નથી થયો ત્યહાં તેમનો મનોરથ સિદ્ધ કરવાને શ્રીજી પધારસે તેથી રથ સિદ્ધ કરો કાળે સર્વસિદ્ધ તેરશ છે તેથી એક ઘડી દીવસ પાછલો રહે તે સમયે શ્રીજી વિજય કરસે તેથી

બીજો ચમત્કાર કાંઈ દેખાડવો નહીં જેવી ઇચ્છા હોય તેમ કરવું જયહાં જયહાં આપ ઇચ્છા કરી પધારે તેજ અનુસાર ચાલણા કરો અને બુઢા બાબુ મહાદેવ મસાલ લઇને શ્રીજીના રથના આગળ ચાલશે તે રાત્રી તો આગરા સુધી પછી આગળ દીવસના પધારશે બે મોટા ડેરા મારગમાં જોઇએ તે મંગાવો અને જે ઇચ્છા હશે તે ગંગાબાઇને આજ્ઞા કરશે. તે તમે ગંગાબાઇને પુછી લીધા કરજો અને વૃજવાસીયો સ્પર્શ કરશે ગાળો દેશે ત્યારે શ્રીજી ઉઠશે એમ આજ્ઞા કરિ શ્રી ગીરધારીજી શ્રીજીપાસે શયનગ્રહમાં પધાર્યા સવારે રાજ ભોગ આરતી કરી રથને તૈયાર કરાવી અને સૃંગાર કરી રથ સીધ કર્યો અને સારામાં સારા બળદ જોતરી દંડોતી શીલા ઉપર લાવીને ઉભો રાખ્યો ત્યાર પછી મીસ્તરીને બોલાવી સઘળા ઉપચાર કરાવ્યા. અને શ્રીગોવિન્દજી, શ્રી બાલકૃષ્ણજી તથા શ્રી વલ્લભજી મળી ત્રણભાઇઓએ સાષ્ટાંગ દંડવત કરી વિનંતી કરી અને સઘળા શ્રી ગોસ્વામી અને સર્વ સેવક મળી તે રથમાં પધરાવે પણ આપ ઉઠે નહી ત્યારે વૃજવાસીઓને બોલાવ્યા જયારે વૃજવાસીઓ આવીને ગાળો દઇને કીધું કે. " ઉઠીશ કે નહી અહી બધાંના માથાં નવાં છે " આ સાંભળી શ્રીજી હસ્યા. અને સાંભળી પ્રસન્ન મુખથી આસનથી તુર્ત ઉઠયા પાવ અને રથમાં આવી બીરાજ્યા ૧૭૨૬ ના આશો સુદ ૧૫ ના પાછળે પહોરે શયન ભોગ પણ સીધ કરી આરોગ્યો. પછી રથ હાંકયો તે ચાલે નહી ત્યારે સરવે ગોસ્વામીઓએ વિનંતી

કરી, ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે " ગંગાબાઇને તત્કાળ બોલાવી લાવ્યા શ્રીજીના રથ પાછળ ગાડી રાખે જ્યાં રથ અટકે ત્યાં સઘળાં મળી ગંગાબાઇને પુછે. પુછે. ત્યારે સઘળું વૃતાંત ગંગાબાઈ કહે એ રીત એક રાત્રીમાં આગરે પધાર્યા અને બુઢા બાબુ મહાદેવે આગળ પ્રકાશ કરતાં પધરાવ્યા. આગ્રામાં આપની હવેલી હતી તેમાં પધરાવ્યા. અને બે જળઘરીયા. શ્રીજીના સેવક જળ ભરતા હતા. તે જે સમયે બાદશાહનો મીસ્તરી મંદીર પાડવાને આવ્યો તે વખતે તેની સાથે ૨૦૦ માણસ હતું તેઓને તે જળઘરીયાએ અંદર આવવા ન દીધા. તે લઢી સઘળાને માર્યા ફક્ત મીસ્તરીને જવા દીધો તે જઇને ખબર કરશે તેથી બીજું લશ્કર આવશે તેને પણ મારીશું. એવું આવેશમાં નક્કી કીધું. તેમણે દોઢ મહીના સુધી મંદીર પાડવા ન દીધુ બીજો મીસ્તરી સતર વખત ૫૦૦ પાંચશે માણસો ને લઇને આવ્યો ત્યારે તેઓને સઘળાને મારી નાંખ્યા ત્યારે બાદશાહે પોતાના વજીરને હુકમ કીધો ત્યારે તે વજીર ઘણા માણસો ને લઇને ચઢયો ત્યારે શ્રીજીએ વિચાર્યું કે આ બન્ને ભાઇઓમાં સક્ત આવેશ છે માટે તે સઘળાને મારશે તેથી એમને દર્શન દેવું તેથી આગરેથી પાછા મંદીરે પધારી દર્શન દીધાં અને આજ્ઞા કરી કે જે તમારામાં તો શ્રી ગીરધરજીએ એવો આવેશ મુક્યો છે કે બધા લસ્કરને મારી નાંખો પરંતુ મારી ઇચ્છા નથી. હમણાં મેં જ્યાં ત્યાં

ભક્તોને વચન દીધાં છે તો પ્રથમ તે સ્થળોમાં જઇશ તે ભક્તોના મનોરથ સિદ્ધ કરી કોઇએક કાળે વ્રજમાં પધારીશ ત્યારે સઘળુ કાર્ય થશે તમે મારી લીલામાં આવો યુદ્ધ ન કરો એમ કહી શ્રીનાથજી આગરે પધાર્યા" પછી શ્રીજીની ઇચ્છાથી તે બન્નેની દિવ્ય દૃષ્ટિ થઇ ત્યારે બન્નેએ જાણ્યું કે સંપૂર્ણ શ્રીગિરિરાજ રત્નમય જોયો અને શ્રીગિરિરાજમાં અનેક મંદિરો રત્નમય જોયાં તેમાં આ મંદિર પણ રત્નમય દીઠું અને શ્રીગિરિરાજમાં લીન દીઠું એને હમણાં જે જુનું નગારખાનું કહેવાય છે ત્યહાં એક મસજીદ હતી ત્યાં મા-રજી દીઠા તે પોતાની ડાઢીવની મંદિર ઝાડ્યા કરે જ્યારે તેઓ બન્ને ભાઇઓને શ્રીજીની ઇચ્છાનું સંપુર્ણ જ્ઞાન થયું ત્યારે શસ્ત્ર અને અસ્ત્ર ફેકી દીધાં અને લૌકિક શરીરને છોડીને શ્રીજીની લીલામાં પ્રાપ્ત થયા એ બન્ને ભાઇઓનાં નામ એકનુ તો સેવા અને બીજાનું સભા એવું હતું.

ત્યાર પછી અઢારમી વાર સુતાર અને મિસ્તરી પાદશાહના વજીર ફોજ સાથે લઇને શ્રીગિરિરાજ આવ્યા એમને જુવે તો શ્રીજીનું મંદિર તો કયહુંય દેખાય નહીં ત્યારે ત્યહાં મસજીદ બનાવી ચાલ્યા ગયા.

શ્રીનાથજી જ્યારે શ્રીગિરિરાજથી આગરામાં પધાર્યા ત્યારે પાછલી છ ઘડી રાત રહી હતી દરવાજા સઘળા ખુલ્લા જોયા ચોકીવાળા સઘળા નિદ્રાવશ હતા કોણે કહી કાંઈ કર્યું નહીં શ્રીનાથજી આપની હવેલીમાં પધાર્યા આપ રથ-

માંથી ઉતરી હવેલીમાં એક સ્થળ હતું ત્યહાં બિરાજ્યા અને આજ્ઞા કરી જે અહીં અન્નકુટ ઉત્સવ કરીને આગળ ચાલીશું જે સમયે શ્રીજી આગરામાં પધાર્યા તે સમયે બાદશાહ સુંદર બિછાનામાં પોતાની મસજીદમાં સુતો હતો ત્યહાં શ્રીનાથજીએ જઇને તેની પીઠમાં એક લાત મારી અને સ્વપ્નમાં આજ્ઞા કરી જે " આજ હું આગરામાં આવ્યો છું તું અમારૂં શું કરી શકે છે હું જ મ્હારી ઇચ્છાથી ઉઠયો છું " ત્યારે બાદશાહ જાગી ઉઠયો પણ શ્રીજીને દેખે નહિ પીઠમાં લાત મારી તેથી ચરણ કમળનું ચિન્હ થૈ આવ્યું તે હું જ્યાં સુધી જીવ્યો ત્યાં સુધી ચિન્હ રહ્યું પરંતુ કોઇને કહ્યું નહીં મનની મનમાંજ રાખતો શ્રીજીનું આરાધન સદા કરતો બે રોટી જવની અને ભાજીનું શાક ખાતો પથારી ઉપર સુતો એવી તપસ્યા શ્રીજીનાં દર્શન માટે કરતો અને શ્રીગોવિન્દજી બન્ને ભાઇઓ સહિત શ્રીજીને સંગ પધાર્યા ત્યારે શ્રીનવીનીતપ્રિયજી શ્રીગોકુળમાં બિરાજતા હતા તે તેમને પધરાવવા સારૂ મનુષ્ય મોકલ્યા અને આજ્ઞા કરી જે

શ્રીદાઉદજી મહારાજને તથા વહુ બેટીઓને પધરાવીને આગરે તેડી આવો અને મુખિયા ભીતરિઆ વિઠ્ઠલ દેવજીને કહી આવો કે તમે શ્રીનવનીતપ્રિયજીને પધરાવીને આગરે આવો " પછી વિઠ્ઠલ દ્વિવેએ સ્નાન કરિ શંખનાદ કરિ શ્રીનવીનીત પ્રિયજીને જગાબ્યા તે સમયે રાત્રિ પ્રહર ગઈ હતી તે શ્રીનવનીતપ્રિયજી આપ નિંદ્રામાં હતા તે સમયે દવેજીએ શ્રીનવનીત પ્રિયજીની પાસે બહુ મહેનત કરી પરંતુ જાગ્યા

મુને શ્રીગુસાંઇજીનાં ઘરમાં પધરાવી આવો જો શ્રીગિરિધારી જી મુને મંદિરમાં નહી દેખસે તો ખેદ કરશે ! જયહાં શ્રી ગીરીધારીજી તથા શ્રીગોકુળનાથજી શ્રીનવનીતપ્રીયજીને જગાડવાને પધારયા ત્યારે શય્યા ઉપર શ્રીનવનીતપ્રિયજીને ન દીઠા ત્યારે બન્ને ભાઇઓએ પોતપોતામાં કહ્યું જે આ શું ત્યારે શ્રીગિરધારીજીએ આજ્ઞા કરી કાંઇ એક કારણ છે શ્રી ગુસાંઇજીએ હમારે ઉપર શ્રીનવનીતપ્રિયને પધરાવ્યા છે તે કોઇ પણ ઠેકાણેનહી પધારસે એમ કહિને બન્ને ભાઇ આપની ડાળતિબારીમાં બિરાજ્યા અને શ્રીગુસાંઇજીનું ધ્યાન પણ હૃદયમાં કરે છે હવે શ્રીનવનીતપ્રિયજીએ શ્રી વહુજીને ફરી આજ્ઞા કરી હમને શીઘ્ર લઇ ચાલો ત્યારે શ્રી વહુજીએ ફરી શ્રીનવનીતપ્રિયજીએ ના કરી જે મહારાજ હમારે ઘરે રાજભોગ આરોગીને પધારો ત્યારે શ્રી નવનીતપ્રિયજીએ ના કરી અને શ્રીમુખથી આજ્ઞા કરી " જે આગળ કોઇ દીવસ પછી તારા લાલજી વ્રજરાયજીના હાથનો રાજભોગ એક દિવસ આરોગીસ હમણાં મુને શય્યા ઉપર પધરાવીને તું ચાલી આવ તુને કોઇ દેખશે નહીં ત્યારે શ્રીવહુજીએ એમજ કર્યું શ્રીનવનીતપ્રિયજીને મંદિરમાં જઇ શય્યા ઉપર પધરાવીને આપ આપને ઘરે ગયાં ત્યાર પછી શ્રીગીરીધરજીએ મંદિરમાં જઇને શ્રીનવનીતપ્રિયજીને જગાવ્યા ત્યાર પછી શ્રીનવનીતપ્રિયજીને મંગલાભોગ ધરયો.

એ વરદાન શ્રીવ્રજરાયજીને યાદ હતું તે આગરે શ્રીનવ

નીતપ્રિયજીને પધારતા જાણીને મધ્યમાં ગોઘાટના ઉપર રસોઇ રાજભોગ સિદ્ધ કરી રાખી અને આપ મારગના વિચમાં ઉભા રહ્યા તે શ્રીનવનીતપ્રિયજીનું મ્યાનું દેખ્યું ત્યારે વિઠુલ દવેને કહ્યું દવેજી શ્રીનવનીતપ્રિયજી ભુખ્યા છે ને રાજભોગ મેં કરી રાખ્યો છે તો હવે તો શ્રીનવનીતપ્રિયજી રાજભોગ આરોગિને પધારસે પછી તે સ્થળ ઉપર શ્રીનવનીતપ્રિયજીને પધરાવી લાવ્યા અને ત્યાં રાજભોગ ધરયો. શ્રીનવનીતપ્રિયજી ભોગ સારી રીતે આરોગ્યા જ્યારે રાજભોગ સરાવવાનો સમય થયો ત્યારે શ્રીવ્રજરાયજી તો શ્રીયમુનાજી ઉપરપોતાનાં મનુષ્યોને લઇને પધારયા ત્યારપછી દવેજીએ શ્રીનવનીતપ્રિયજીને બીડાં આરોગાવી અને આચમન કરાવી શ્રીનવનીતપ્રીયજીને મ્યાનામાં પધરાવ્યા. અને જલદી આગરે ચાલ્યા. પહોર રાત્રી ગયે શ્રીનાથજી જે હવેલીમાં બિરાજતા હતા ત્યાં જઇ પહોચ્યા. તે શ્રીગોવિન્દજી શ્રીબાલકૃષ્ણજી શ્રીવલભજી, શ્રીદાઉજી અને સમસ્ત વહુ બેટીઓનાં : ખેદયુકત ચીત હતાં તે શ્રીનવનીતપ્રીયજીનાં દર્શન કરીને પ્રસન્ન થયાં અને શ્રીનવનીતપ્રીયજીને ઉત્થાપન ભોગ અને શયનભોગ કરીને શયા ઉપર પોઢાવ્યા. ત્યાર પછી શ્રીગોવિન્દજીએ દવેજીને બોલાવી આજ્ઞા કરી કે તમે અમારા સર્વસ્વ શ્રીનવનીતપ્રીયજીને પધરાવી લાવ્યા. તેથી તમે કાંઇ વરદાન માંગો ત્યારે દવેજીએ વિનંતી કરી કે— “ મહારાજ અમારા વંશમાં શ્રીનાથજી અને શ્રીનવનીત પ્રીયજી સેવા ન છુટે ” માટે આજ્ઞા કરીકે એમજ થશે અને

અમારા વંશ જે હશે તે તમારા વંશને રાખશે. અને શ્રીગો-વિન્દજીએ બાદશાહના હલકારાને આજ્ઞા કરી કે "જ્યાં સુધી હમો અન્નકૂટનો ઉત્સવ આગ્રામાં કરીયે ત્યાં સુધી બાદશાહને ખબર કરશો નહી" એ હલકારા સરવે આપના સેવક હતા તેથી અન્નકૂટ થયો ત્યાં સુધી ખબર ન કરી. ગુપ્ત અન્ન-કૂટનો ઉત્સવ થયો. ભાતના ઠેકાણે પૌંવા ધર્યા અને સમયા-નુંસાર યતકીંચીત પકવાન સામગ્રી સઘળી થઈ અને ગુપ્ત ગોવર્ધન પુજા કરી વિધીપુર્વક અન્નકુટ ઉત્સવ કર્યો. અન્ન કુટ થયા પછી શ્રીજીએ ગંગાબાઈને આજ્ઞા કરી કે "હવે અમે દંડોતી ઘાટ ઉપર ચાલીશું માટે આજેજ તૈયારી કરો" ત્યારે ગંગાબાઇએ શ્રીગોવિંદજી મહારાજને કહ્યુ શ્રીજીને રથમાં પધરાવો. ત્યારે ગોવિન્દજીએ શ્રીનાથજીને રથમાં પધરાવ્યા ત્યારે દંડોતી ઘાટ ઉપર ચાલ્યા. તે રાજભોગ આરતી કરીને વિજય કર્યો ત્યાં દરવાજા આગળ દ્વારપાળ બેઠા હતા તેમણે કાંઇ દેખ્યું નહીં અને રથ બહાર નીકળી મજલ દર મજલ કરતાં દહાડો થોડોક રહયો ત્યાં ઉત્થાપનથી સયન ભોગ સુધી સેવા કરી શ્રીજી પોઢયા. ત્યારે બીજે દીવસે હલકારાઓએ પાદશાહને ખબર આપી કે "સાહેબ ગી-રીરાજથી જે દેવ ઉઠયા હતા તે રાત્રીના એક હવેલીમાં ડેરો થયો સવારમાં શી ખબર કે કયાં ગયા તે કાંઇ ખબર પડતી નથી." આ સાંભળી પાદશાહે કહ્યું કે હવેલીની તમોને ખબર શી રીતે થઇ ત્યારે હલકારાઓએ કહ્યું કે હવેલીની

આસપાસ ઘણુંજ પતરાલાં પડીઆ વિખરાયલા છે. અને પાણી ઘણુંજ નીકળ્યું છે. તેથી જણાય છે કે ગીરીરાજના દેવ વિના આટલું પતરાલાં પડીઆનું ખર્ચ બીજા કરે નહીં. આ સાંભળી બાદશાહ મનમાં હસ્યો અને તેમને કહેવા લાગ્યોકે તેમને આગરામાં આવે ઘણા દીવસ થયા. મેં આજે તેમને ચાલે પણ ત્રણ દીવસ થયાં. જે સમયે આગ્રામાં આવ્યા તેજ વખત મેં જાણ્યું હતું પણ શું હું કાંઇ એમનો દુસ્મન છું મને તો હુકમ કર્યો હતો તે મેં કરી આપ્યું હવે એમની ઇચ્છા હોય ત્યાં જાય પણ આ વાત કોઇને કહેશો નહી. કારણ મુલ્લાં જાણશે તો પાછળ જશે.

જયારે પાદશાહ દેવતાઓ પાસે કરામત માગતો તે જયારે કરામાત મળતી નહીં ત્યારે તે મુલ્લાં પોતે જઇ દેવતાઓને ખંડિત કરતો પાંચસો માણસ તેના સાથે રેહેતું અને જયારે તેણે આ વાત સાંભળી જે ગિરીરાજના દેવ દંડોતીધાર સુધી ગયા ત્યારે તે ઘણાં માણશ સાથે લઇને પાછળ ચાલ્યો ત્યારે બાદશાહે ના કરી જે ફકીર સાહેબ તમે જાઓ નહીં એ દેવ કરામતી છે આપના શોખથી ઉઠયા છે મેં ઉઠાડયા નથી આ સાંભળીને તે મુલ્લાંએ પાદશાહનું કહ્યું ન માન્યું તે ઉપરાંત એ મુલ્લાં ગયો તે દિવસ શ્રીજીનો રથ ચંબલ નદીને પાર ઉતરયો અને એક પોહોર દિવસ રહ્યો ત્યાં રથ અટકયો ત્યારે શ્રી ગોવીંદજીની પ્રેરણાથી ગંગાબાઇએ શ્રીજીથી પુછયું જે બાબા શી ઇચ્છા

છે ત્યારે શ્રીજીએ કહ્યું જે ઉત્થાપન કરો આજ હમે ચંબલજી
ના તીર ઉપર રેહેશું એટલામાંજ તે મુલ્લાં ચંબલના પેલા
તીર ઉપર આવી ઉભો રેહ્યા અને શ્રી ગોવીંદજી તો ઉત્થા
પનની તૈયારી કરાવતા હતા તે બોલાવ્યા રલેચ્છ આવ્યા છે ઉત્થા
પનની શી આજ્ઞા છે ત્યારે ગંગાબાઈએ શ્રીનાથજીને એમજ
પુછયું ત્યારે શ્રીનાથજીએ કહ્યું કે ઉત્થાપન જલદી કરો ત-
મને મુસલમાનો શો ભય છે જે આવસે તેને હમે સમજી
લેશું ત્યારે શંખનાદ થયો સઘળાઓ નિ:શંક થઈને સેવા
કરવા લાગ્યા અને યવન પાર ઉભા હતા તેમણે શ્રીનાથજી-
નો રથ દેખ્યો તે મ્હોટા પર્વત જેવડો દેખ્યો અને શ્રી
થજીને સાથે મનુષ્યો હતાં તે મ્હોટા મ્હોટા સિંહ દિઠા મા-
ણસનું સ્વરૂપ કોઈનું ન દીઠું ત્યારે સિંહાદીક સઘળાઓને
જોઈને તેઓ પોત પોતામાં વાતો કરવા લાગ્યા જે
આ તો સઘળા શેરજ દેખાય છે આમાં કોઈ માણસ તો
નજરે દેખાતું નથી અને વ્રજવાસી પોતપોતામાં બોલે તે
એઓ સિંહની સરખી ગર્જના સમજવામાં આવે
ત્યારે એક બીજામાં કેહવા લાગ્યા જે આ ઠામેથી જલદી
ભાગો નહીં તો આ સિંહ ઘુરકે છે તે આપણને ખાવાને
સારૂ ધાહયા આવશે એટલામાં જળભરિઆ ચંબળ નદી
ઉપર જળ ભરવાને આવ્યા તથા વાસણ માંજનારા પાત્ર
માંજવાને આવ્યા તેમને દેખીને મ્લેચ્છોએ કહ્યું
જે આ સિંહો આપણને ખાવાને આવે છે તેથી હવે અહિં

થી જલદીજ ભાગીને ચાલો નહીં તો સઘળાઓને ખાઇ જાસે એમ કહિને ત્યાંથી સર્વ તે ભાગ્યા તે એવા ભયથી ભાગ્યા જે કોઈનાં વસ્ત્ર પડિ ગયાં કોઇનાં ઉપર કોઇ પડતા પડતા જેમ તેમ કરી એક રાત્રિમાં આગરે આવ્યા ત્યારે મુલ્લાંએ પાદશાહને કહ્યું જે તે દેવ મ્હોટા કરામતી છે હમે પોતાનું શરીર બચાવી મુશકેલીથી ભાગી આવ્યા છીએ આજ પછી તે દેવનું નામ નહી લઉ ત્યારે પાદશાહે કહ્યું મેંતો તમને પહેલાંજ ના કહી હતી જે આ દેવ મોટા કરામતી છે તમે તેમનાં ઉપર કેમ ચડી ગયા. બીજે દીવસે શ્રીનાથજીએ ગંગાબાઈને આજ્ઞા કરી કે શ્રી ગોવિંદજીને કહી કે મુને ફરી પાછી ચંબલ નદિ ઉતરાવીને દંડોત ઘાટ ઉપર લઇ ચાલો ત્યાં કૃષ્ણપુર ગામ છે ત્યાં શ્રીજી બીરાજયા.

એક સમય શ્રીગુસાંઇજીએ પ્રથમ જન્માષ્ટમીને દીવસે શ્રીબાલકૃષ્ણજી(ત્રીજાપુત્ર)નેશ્રીયશોદાજીનો વેશ ધરાવ્યો હતો તે શ્રીગોકુલમાં શ્રીનવનીતપ્રીયાજીનાં મંદીરમાં શ્રીનંદ મહોત્સવના દીવસે બહુ ભાવ લુબ્ધ થઇને બાલકૃષ્ણલાલજી નવનીતપ્રીયાજીનું પારણું ઝુલાવ્યું અને કીર્તનની ટુક ગાઇ. “ બહુર લયેજનની ગોદ અસતન ચલે ચુચાઈ, તુમ વૃજરાનીકે લાલા ” અને તે સમયે શ્રી બાલકૃષ્ણજીના સ્તનમાંથી દુધની ધારા ચાલી તે શ્રી નવનીતપ્રીયાજીને પારણામાંથી ખોળામાં લઇ લીધા ત્યારે શ્રી ગુસાંઇજીએ હાથ પકડીને શ્રીનવનીતપ્રીયાજીને પાછા પારણામાં

પધરાવ્યા અને જાણ્યું જે શ્રીબાલકૃષ્ણજીને બહુજ ભાવ ઉત્પન્ન થયો છે તે એમનામાં માતૃ ચરણનો આવેશ આવ્યો છે તેથી ગુસાંઇજીએ બહુજ પ્રસન્ન થઇ કહ્યું જે કાંઇ વર દાન માંગો ત્યારે બાલકૃષ્ણજીએ વરદાન માંગ્યું કે "મને દર જન્માષ્ટમીએ આવોજ આવેશ રહે અને કાંઇક થોડા દિવસ શ્રીનાથજીની સેવાની પાર્થના છે ત્યારે શ્રીગુસાંઇજી આજ્ઞા કરી કે દર જન્માષ્ટમીએ આવોજ આવેશ રહેશે અને શ્રીનાથજીની સેવા તો શ્રીગીરધરજી કરશે કારણ શ્રીનાથજીએ શ્રીગીરધરજીનો હાથ પકડયો છે. આગળ કોઇ એક કાળ પછી શ્રીનાથજીએ દેશાંતર પધારશે ત્યારે તમારા પૌત્ર વૃજરાયજી સતાવીશ દીવસ શ્રીનાથજીની સેવા કરશે પછી અઠાવીશમે દીવસે શ્રીગોવિન્દજી પાછી લેશે. આ વરદાન શ્રીબાલકૃષ્ણજીને શ્રીગુસાંઇજીએ દીધું હતું તે બાલકૃષ્ણજીના પુત્ર પીતાંબરજી થયાં. તેમના શ્યામળજી થયા તેમના શ્રીવૃજરાયજી થયા તે વૃજરાયજી બાદશાહ સાથે ઘણું રહેતા. તે એક દીવસ બાદશાહ પ્રસન્ન થયા. ત્યારે કહ્યું કે " શ્રીવૃજરાયજી તું કાંઇ માંગ તમે મારી ચાકરી ઘણી કરી છે " ત્યારે શ્રીવૃજરાયજીએ કહ્યું જે શ્રીગીરીરાજથી દેવ ઉઠયા છે. તેમની સેવા હું કરૂં ત્યારે બાદશાહે ના કહી અને કીધું જે હમેશાં ચાલ્યા આવે છે તે કરશો ને તમે મને રીઝવ્યો માટે વચન ખાલી ન જવું જોઇએ. તેથી મારો બંદોબસ્ત લઇ જાઓ જ્યાં હોય ત્યાં જઇને એક

મહીનો રહેજો. વધારે રહી નહી શકો, પાદશાહનો અદેબસ્ત લઇને શ્રી વ્રજરાયજી દરોત ઘાટ આવ્યા ત્યારે કૃષ્ણપુરમાં શ્રીનાથજી બિરાજતા હુતા ત્યાં આવ્યા તે તેમને આવ્યા જાણિ શ્રીનાથજીએ ગંગાબાઇને આજ્ઞા કરી "જે તમે શ્રીગોવિન્દજીને કહો જે તમે સર્વ કુટુંબ તથા સર્વ મનુષ્ય સખાઓને લઇને અહીંથી દશ ગાઉ ઉપર એક ગામ છે ત્યાં એક મોટો પહાડ છે તમે જઇને એક મહીના સુધી બિરાજો સખાઓ સાથે શ્રીવ્રજરાયજી આવ્યા છે તેમને પાદશાહનો હુકમ થયો છે તેથી તે સત્તાવીસ દિવસ સેવા કરશે અને પ્રાચીન શ્રીગુસાંઇજીનું પણ વરદાન છે અને અઠ્ઠાવીસમે દિવસ તમે આવીને શ્રી વ્રજરાયજીને શીખ દેજો અને મ્હારી સેવા તમે કરજો તે આ વાત ગંગાબાઇએ શ્રીગોવિન્દજીને કહી જે શ્રીનાથજી સમર્થ છે તેથી એમની ઇચ્છા હોય તે આપણને કરવી પ્રથમ શ્રીગુસાંઇજીએ પણ અષાડ માસના વિયોગનો અનુભવ કર્યો છે તે આપણને તો સત્તાવીસજ દિવસનો વિયોગ દીધો છે તેથી જે શ્રીનાથજીની આજ્ઞા છે તેજ આપણને કર્તવ્ય છે તેથી હવે શ્રીનાથજીને પ્રાર્થના ન કરવી અને શ્રીવ્રજરાય જીનું સામર્થ્ય શું છે જે હમારે સામે આવીને શ્રીજીની સેવા કરે પણ શ્રીગુસાંઇજીનું પ્રાચીન વરદાન છે તેથી સત્તાવીસ દિવસ સેવા કરશે અને અઠ્ઠાવીસમે દિવસે હમે આવીને શ્રીવ્રજરાયજીને કાઢીસું અને અમે સેવા કરસું તે પછી

શ્રીગોવિંદજી કુટુંબ અને સર્વ મનુષ્યોને સાથે લઇ એક પહાડમાં જઇ બિરાજયા ત્યારે ગંગાબાઇને શ્રીજી રોજ દર્શન દેતા બે જલધરિઆ તથા પાત્ર માંજવાવાલા તે શ્રીજીને પાસ રહ્યા અને બાકી સઘળાઓ શ્રીગોવિંદજીની પાસે હુતા જયાં સુધી શ્રીવ્રજરાયજીએ શ્રીનાથજીની સેવા કરી ત્યાં સુધી શ્રીગોવિંદજીએ ફલાહાર લીધું અન્ન છોડી દીધું અને જયારે પ્રાતઃકાલ થાય ત્યારે આપ યોગીનો વેશ ધારણ કરે મૃગછાલા વાઘાંબર ઓઢે અને અવધુત વેશ ધરે શરીરમાં ભસ્મ લગાવેને એક રોડ દરજી શ્રીનાથજીનો સેવક હુતો તે સારંગી સુંદર વજાડતો તેને ચેલો બનાવ્યો અને અવધુતનો વેશ કરયો અને આપ ગુરૂ બન્યા તેને સાથે લઇને સારંગી વજડાવે અને સર્વ મળીને ગાય.

રાગ આશાવરી

વસે વનમાલી આલી કિસ વિધી પાઇયે
ઐસી જિય આવે જઇસેં જોગી હોકે જાઇયે

આ પદને બન્ને મળીને સારંગીને સાથે ગાય એ રીતે જાણી જોઇ અજાણ થઇને ઘર ઘરમાં પુછતા ફિરતા સઘળાઓથી એમ કહે અમારો એક છોકરો ખોવાઇ ગયો છે તેને તમે દેખ્યો હોય તો બતાવો એ રીતે વિરહ વિકળ દશામાં શ્રીગોવિન્દજી શ્રીનાથજીને શત્તાવીસ દિવસ પર્યંત ગોતતા ફરયા પરંતુ કોણે આ ભેદ જાણ્યો નહીં

જ્યહરે અઠ્ઠાવીસમો દિવસ આવ્યો ત્યારે શ્રીગોવિન્દજી અને રોરા હરજી બન્ને કૃષ્ણપુરનાં તળાવ ઉપર આવી બેઠા તે સમય જીને શ્રીરાજભોગ આવ્યો હતો તેથી જળઘરિઆ બન્ને સખરિના હાંડા માંજવાને તળાવ ઉપર આવ્યા હતા તે તેમણે શ્રીગોવિન્દજીને જોયા પણ યોગીનો વેશ હતો તેથી ઓળખ્યા નહીં ને પાત્ર માંજવા લાગ્યા એટલે બન્નેમાંથી એક વૃજવાસીએ વ્રજવાસિને કહ્યું સાંભળ ભાઇ શ્રી વિઠ્ઠલરાયજીના વંશમાં કોઇ એવો મર્દ નથી જે આ શ્રીવ્રજરાયને કાઢે અને પોતાનું ઘર સંભાળે શ્રીવિઠ્ઠલરાજીના ચાર પુત્ર થયા તેઓમાં શ્રીગિરિધરજી તો મોટાજ મર્દ થયા અને શ્રીગોવિન્દજી પણ મ્હોટા મર્દ છે પણ આ વખતે શું જાણે કયાં ગયા નહીં તો હમણાં આ વખતે આવે તો શ્રીવ્રજરાયજી પાસે ફોજ તો છે નહી જે લડસે, હાથ પકડી તરત કાઢિ મુકે આ વાત સાંભળીને શ્રીગોવિન્દજીએ તે જળઘરિઆને પાસે આવીને પુછ્યું કે હમને તુ શ્રીનાથજી બતાવ કયાં બિરાજે છે મ્હારૂં નામ શ્રીગોવિન્દજી છે તે એમ કહીને પોતાનો યોગીનો વેશ તો દુર કર્યો અને ધોતીના ઉપરણા પેહેરી અપરસમાં થઇ એક કટારી કમરમાં છુપાવી ઉપરણામાં ઢાંકી લીધી અને સાથે તે જળઘરિઆને લીધો પાછળ પાછળ ચાલ્યા ગયા એટલામાં માળા બોલી તે શ્રી વ્રજરાયજીએ ઝારી ભરી આચમન કરાવ્યું તે પછી સર્વ સેવા પોહોંચી રાજભોગ આરતી સિદ્ધ કરવાને તત્પર થયા

એટલામાં અકસ્માત્ શ્રીગોવિન્દજીએ આવીને એક હાથથી કમરમાંથી કટારી કાઢીને શ્રીવ્રજરાયજીને બતાવી અને આજ્ઞા કરી કે હુમારી અને તમારી બન્ને જણાઓની જાદવારથળી શ્રીનાથજીની પાસે થસે ત્યારે તો જો કોઈ આરતી કરસે તમે ઘણા દિવસ સુધી આરતી કરી હવે તમે અહીંથી પોતાનું શરીર લઇને નીકલી જાઓ નહીતર આ કટારીથી તમારૂં પેટ ચીરીસ પછી પોતાનાં પેટમાં મારીસ તમને સેવા કરવા નહી આપું સેવા તો શ્રીદાઉજી કરસે તે શ્રીગોવિન્દજી મ્હોટા પ્રબળ હતા તે શ્રીવ્રજરાયજીને એવી દક્ષિણા દીધી તે સાંભળી શ્રીવ્રજરાયજી તો ઘણું બીના થરથર કાંપવા લાગ્યા અને હાથ જોડી લીધા આંખમાં આંસુ આવી ગયાં અને વિનતી કરવા લાગી ગયા જે મને મારો નહી હું આ વખતેજ નિકળી જઇસ તમે શ્રીનાથજીને સંભારી લ્યો એમ કહિને શ્રીવ્રજરાયજી ત્યાંથી ચાલ્યા તે આગરે આવ્યા તે પાદશાહને મલ્યા સઘળી વાત સંભળાવી ત્યારે પાદશાહે કહ્યું જે પાછા ફરી જશો નહી હવે શ્રીગોવિન્દજીએ પોતાનું કુટુંબ શ્રીદાઉજી તથા વહુ બેટી સર્વ પરિવાર બોલાવી લીધો અને શ્રીનાથજીના ચરણ સ્પર્શ કરીને સર્વનાં ચિત્ત બહુ પ્રસન્ન થયાં અને શ્રીનાથજી પોતાના સઘળા સમુદાયને દેખીને બહુ પ્રસન્ન થયા આટલા દિવસ શ્રીવ્રજરાયજી સેવા કરી પણ શ્રીનાથજીએ સુખ ન માન્યું અને જે દિવસે શ્રીગોવિન્દજી શ્રીબાળકૃષ્ણજી તથા શ્રીવલ્લભજી તથા શ્રીદાઉજી એ સઘળાઓએ મળીને સંગાર કરયો તે દિવસ શ્રીનાથજીએ બહુ

અલૌકિકપણાંથી દર્શન દીધાં ત્યારે આ રીતે શ્રીનાથજીએ પ્રથમ ચાતુર્માસ્ય દંડોતઘાટમાં કરયું મોટા મોટા પાહાડોને દેખીને શ્રીજી બહુ પ્રસન્ન થયા અને કહ્યું કે આ દેશ બહુ સુંદર છે પણ હવે અહીંથી ચાલો ને આ રીતે ગંગાબાઇને આજ્ઞા કરી ત્યારે રથમાં બિરાજીને ત્યાંથી ચાલ્યા તે શ્રીગોવિન્દજી ત્રણ ભાઈ હતા એક ભાઈતો ડેરા લઇને આગળ ચાલે તે ત્યાં જઈને ડેરા ઉભા કરે અને રસોઇયા બાળભોગીયા અને જળઘરિઆઓને સાથે લઇ જાય તે ત્યાં આગળ જઇને સર્વ ઉથાપનની તયારી કરાવી રાખે શ્રીનાથજી રાજભોગ આરતી કરીને ચાલે તે જયારે ઘડી છ દિવસ રહે ત્યારે ડેરાઓમાં દાખલ થઈ જાય ત્યારે તરત શ્રીજી પોઢે અને સવારે પ્રભાતમાંજ મંગલા સૃંગાર ગ્વાલ અને રાજભોગ પર્યંત સેવા કરી સઉ કોઇ મહાપ્રસાદ લઇને બીજે દિવસે બીજા ડેરા ઉપર ચાલે અને એક ભાઈ શ્રીવિઠ્ઠલજી ડેરાઓને સાથે ચાલતા અને બે ભાઈ શ્રીજીની સાથે ચાલતા શ્રીગોવિન્દજી તો શ્રીજીના રથને આગળ ઘોડા ઉપર ચડી ચાલતા અને શ્રીબાળકૃષ્ણજી રથને પાછળ ઘોડા ઉપર ચડીને ચાલતા પાંચે હથિયાર બાંધી કવચ પહેરી અલમસ્ત રૂપથી ચાલતા પેંડામાં કોઇ રાજા પ્રજા શ્રીજીનાં દર્શનની વિનતી કરે ને શ્રીગોવિન્દજી આજ્ઞા કરે જે શ્રીનાથજીતો શ્રીગીરીરાજની કંદરાઓમાં બિરાજે છે આ રથમાં તો અ

મારો વસ્તુભાવ છે તે એમ કહે પણ દર્શન કોઇ ન કરાવે. અને સંવત ૧૭૨૬ આશો સુદી ૧૫ શુક્રવાર અશ્વીની નક્ષત્રને દિવસ શ્રીનાથજી શ્રીગીરીરાજથી ઉઠયા તે સંવત ૧૭૨૮ ફાગણ વદી ૭ શનિવાર વાર સ્વાતિ નક્ષત્રમાં સિંહાડમાં પોહોચ્યા પાટ બેઠા ત્યાં સુધી રસોઇ કરવાની સેવા તથા સામગ્રી અને શાકની સેવા શ્રીવલ્લભજી મહારાજે પોતાના હાથથી કરી અને મેદા પિસવાની પણ સેવા શ્રીવલ્લભજી મહારાજે કરી અને અનસખરિ બાળભોગની તથા દુધઘરની સેવા પોતાના હાથથી શ્રીબાળકૃષ્ણજી તથા સર્વ વહુ બેટિઓ મળીને કરતાં સો ગાય સાથે રેહતી તે દુધ દહી અને માખણ સઘળું સંગજ રહેતું અને દંડોતઘારથી શ્રીનાથજી કોટા બુંદી પધારયા ત્યાં અનિરૂદ્ધસિંહ હાડા બુંદીના રાજા હતા તે દર્શન કરવા આવ્યા વૈષ્ણુવ જાણિ શ્રીગોવિન્દજી મહારાજે તેમને દર્શન કરાવ્યાં ત્યારે તે રાજાએ વિનંતી કરી જે શ્રીનાથજીથી વિનતી કરો કે મારા મુલકમાં બિરાજે આ કોટા બુંદીનાં મુલકમાં સુંદર જગ્યા છે ને શ્રીજીની તરફ પાંચ હજાર તરવાર હાડાઓની છે જો બાદશાહ આવશે તો હમે લડશું ત્યારે શ્રીગોવિન્દજીએ આજ્ઞા કરી જે તમારી આવી વૈષ્ણુવતા છે તો અહીજ સારી જગ્યા જોઇને બિરાજસે પછી ઇચ્છા થશે ત્યાં પધારસે સદા બિરાજવાનું તો અહીંઆં નહીં કેમ જે તમારી ફોજ થોડી છે ત્યારે કૃષ્ણુવિલાસ નામનું કોટાના મુલકમાં એક સ્થળ હતુ

ત્યાં પદ્મશિલા છે ત્યાં શ્રીનાથજી ચાતુર્માસ્ય બિરાજ્યા અને શ્રીજી ચાતુર્માસ્ય વીતાપછી પુષ્કરજી થઇને જોધપુર પધારયા પેંડામાં જ્યારે પુષ્કરજીની નજીક થઇને રથ નિકળ્યો ત્યારે ત્યાં અટક્યો ત્યારે ગોવિન્દજીએ ગંગાબાઇને કહ્યું તમે શ્રીજીને પુછો રથ કેમ અટક્યો આપની શી ઇચ્છા છે ત્યારે ગંગાબાઇએ ભીતર જઇને શ્રીનાથજીને પુછ્યું, મીઠડાં લઉં, રથ કેમ અટકાવી રાખ્યો છે ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી જે અહીં પાસે એક સરોવર છે એમાં કમળ ફુલ્યાં છે તેની મને સુગંધી આવે છે તે કમળ ત્યાં જલદી જઇને લઇ આવો મારા રથમાં ધરો ત્યારે તે કમળની સુગંધી લઇને હું આગળ ચાલીસ જયાં મ્હારી ઇચ્છા હશે ત્યાં પધારિશ ત્યારે બે ચાર વ્રજવાસી ત્યાંથી ચાલ્યા તે પુષ્કરજી આવ્યા તે ત્યાં આવીને કમળ ઘણાં ફુલ્યાં હતાં તે ફુલ્યા કમળોમાંથી રાતાં તથા સુફેદ તથા બીજાં સર્વ પ્રફુલ્લિત હતાં તે સર્વ લઇ અને કમળનાં પાનમાંજ ધરિ વેગથી શ્રીનાથજીના રથને પાસે આવી ઉભા રહ્યા ત્યારે તે કમળ લઇ શ્રીગોવિન્દજી મહારાજે શ્રીનાથજીને અંગીકાર કરાવ્યાં શ્રીજીની આજ્ઞાથી તે કમળ આવ્યાં હતાં તેથી શ્રીજીને તે કમળ બહુ પ્રિય હતાં તેથી શ્રીબાલકૃષ્ણજી અને શ્રીવિઠ્ઠલજીએ પણ શ્રીનાથજીને કમલ અંગીકાર કરાવ્યાં અને ત્યારે શ્રીદાઉજી મહારાજ તો બાળક હતા તે તેમને પણ શ્રીગોવિન્દજી માહારાજે બોલાવી શ્રીનાથજીને કમળનાં ફુલ અંગીકાર કરાવ્યાં

અને તથા વહુજી બેટીજી આદિ સર્વ જે ગોસ્વામી હતા તેમનાં કમળ પણ શ્રીનાથજીએ અંગીકાર કરયાં. કૃષ્ણગઢના રાજા રૂપસિંહજી ભલા ભગવદીય હતા તે શ્રીદીક્ષિતજી (અર્થાત વિઠ્ઠલેશ્વરજી દીક્ષિત) ના સેવક હતા તેમણે તે બાદશાહની લડાઇમાં યુદ્ધ કરીને દેહ છોડયો તે સમય એક દુગદુગી હીરા જડિત હતી તે એક નાઇ ખવાસ પાસે હતો તેને દિધી અને કહ્યું જે આ દુગદુગી તું લઇ જઇને શ્રીગીરીરાજ ઉપર શ્રીનાથજી બિરાજે છે તેમને ભેટ કરી આવ ત્યારે તેણે શ્રીનાથજીને પાસે જઇને તે હીરાની દુગદુગી ભેટ કરી અને રાજભોગ આરતીનાં દર્શન કરીને તે નીચે ઉતરયો તે દંડોતી શિળાના ઉપર રાજા રૂપસિંહજીનું સ્વરૂપ દીઠું તેમણે પીતાંબર પીળું પેહેરયુ હતું કેસરિ ઉપરણો ઓઢયો હતો તિલક મુદ્રા કરી હતી અને ભગવત તેજ સહિત સ્વરૂપ હતું અને લૌકિક શરીર તો રણમાં છુટયું અને અલૌકિક શરીર ધરીને શ્રીજીનાં મંદિરમાં પધારયા તે જાતાં તો સઘળાઓએ દીઠા પરંતુ નીકળતાં કોઇએ ન દીઠા ત્યારે સઘળાઓએ કહ્યું કે રાજા રૂપસિંહજીએ શ્રીજીની લીલામાં પ્રવેશ કરયો તે રાજા રૂપસિંહજીના પુત્ર માનસિંહજી કૃષ્ણગઢના રાજા હતા જે સમય શ્રીજી રથમાં બિરાજીને કૃષ્ણગઢનાં મુલકમાં પધારયા તે તેણે સાંભળ્યું જે વ્રજના શ્રીનાથજી મારા દેશમાં પધારયા છે તે હમારા પરમ ઇષ્ટદેવ છે તેમનાં દર્શન કીધા વિના મારે જળપાન કરવું પણ ઉચિત નથી ત્યારે તે શ્રીજીનાં દર્શન કરવાને આવ્યો તે જયાં

મોટું ખાખરાનું વન હતું તે ત્યાં એક અજમિતિ નામનું ગામ ઉજ્જડ હતું તે ત્યાં તળાવ બહુ સુંદર હતું અને નદી તથા ઝરાનાંપાણી પર્વતમાં વેહેતાં હતાં તે ત્યાં શ્રીજીનો રથ ઉભો રહ્યો હતો ને ત્યાં આવીને રાજા માનસિંહજીએ શ્રીજીનાં દર્શન કીધાં તેને વૈષ્ણવ જાણિને શ્રીગોવિન્દજીએ દર્શન કરાવ્યાં ત્યારે તેણે વિનંતી કરી જે મહારાજ પ્રગટ તો બાદ શાહ જાણસે પણ ગુપ્ત આપ મારાં મુલકમાં બિરાજો તો હું સેવામાં તત્પર છું શ્રીગોવિન્દજીએ શ્રીજીને પુછાવ્યું તે શ્રીજીએ આજ્ઞા કરી આ પર્વત બહુ રમણિક છે ખાખરાના વૃક્ષ ઘણાંજ છે અને કેસુ કુલ્યાં છે તેથી વસંત ઋતુ અહીં કરીસ તે પછી આગળ ચાલીસ અહીં પણ હમે હમેશ નહી રહિશું તે પછી ડોળ ઉત્સવ ત્યાંજ કીધો અને વસંતઋતુ તથા ગ્રીષ્મઋતુ થોડીક ત્યાં બિરાજ્યા તે પછી આગળ મારવાડ પધારયા જોધપુરથી આગળ વ્રજના મારગમાં વીશળપુર એક ગામ છે ત્યાં એક વેરાગી ગુરૂ અને ચેલો રેહેતા તે જ્યારે પેહેલાં શ્રીજી શ્રીગિરિરાજ ઉપર બિરાજતા હતા ત્યારે ત્યાંથી ગંગાસ્નાન કરવાને તે બન્ને ગુરૂ ચેલા ગયા હતા તે શ્રીગંગાજી નાહીને જ્યારે શ્રીગિરિ-રાજ આવ્યા ત્યારે તેને ગુરૂએ તો શ્રીગિરિરાજ ઉપર જઇને શ્રીજીનાં દર્શન કરયાં અને તે ચેલો શ્રીભાગવત ગ્રંથ ભણ્યો હતો તેથી આ શ્લોક ભણીનેઃ—ભા૦ સ્કં૦ ૧૦ અ૦ ૨૪ શ્લો૦ ૩૯

कृष्ण स्त्वन्यतमं रूपं, गोपाविश्रंभणं गतः
शैलो ऽस्मीति ब्रुवन् भूरि, बलि माद बृहद्वपुः ॥१॥

એ એવો વિચાર કરવા લાગ્યો જે શ્રીભાગવતમાં શ્રીગિરિરાજ પણ ભગવતરૂપ વર્ણન કર્યો છે તે એના ઉપર હું પગ કેમ આપું એટલામાં દર્શન કરીને તેના ગુરૂ આવ્યો તે તેણે અત્યંત શ્રીજીનાં દર્શનની બડાઇ કરી અને કહ્યું જે શ્રીનાથજી અત્યંત સુંદર છે ત્યારે તે ચેલો આ વાત સાંભળી દર્શન કરવા ગયો તે શ્રીગિરિરાજ સુધી તો ગયો પણ ઉપર પગ દેતામાં તેને ઘણો ખેદ આવે અને શ્રીજીનાં દર્શન પણ મનમાં વસ્યા કરે અને ઘણીજ ઉત્સુકતા થાય તે એરીતે ત્રણ દિવસ સુધી રાણાં ટાણાં કરતાંતે બન્ને ગુરૂ ચેલા શ્રીગિરિરાજમાં રહ્યા અને શ્રીગીરિરાજની પરિક્રમા કરી તે ચેલાને શ્રીજીનાં દર્શન ન થયાં તેથી તેનાં ચિત્તમાં અત્યંત ખેદ રહ્યો તે કોઇ કાળ પછી એ ગુરૂ તો હરિશરણ થયો અને એ ચેલો વીસલપુરમાં મહંત થયો અને ત્યાં વીસલપુરમાં રહ્યો ત્યારે એ વૈરાગીને શ્રીજીએ સ્વપ્નમાં ચેતાવ્યું જે જેનાં દર્શન માટે તું ખેદ કરે છે તે શ્રીઠાકુરજી હુંજ છું અને કાલ તારા ગામની પાદરમાંથી રથ નિકળશે ત્યારે તું રથને આવીને પકડજે અને શ્રીગુસાંઇજીથી વિનતી કરજે જે મને દર્શન કરાવો જો તુને શ્રીગુસાંઇજી દર્શનની ના કરે તો તું મ્હારો સૃંગાર બતાવી દજે કેહજે શ્વેત પિછોરાનો સૃંગાર છે અને શ્રીજી આ ર-

થમાં નિશ્ચય બિરાજે છે તેથી મને અવશ્ય દર્શન કરાવો ત્યારે તુને શ્રીગુસાંઈજી દર્શન કરાવશી અને તું એક પાટિયું રાજભોગ સારૂ બનાવરાવી તેને સંગ લઇ મારા રથનાં આગળ લાવી ધરજે તે એ પાટિયા ઉપર મ્હને નિત્ય રાજ ભોગ આવસે આ પ્રકારે સ્વપ્નમાં શ્રીજીએ તે વેરાગીને આ જ્ઞા દીધી ત્યારે તે વેરાગી પ્રાતઃકાળમાં ઉઠી એક મિસ્તરીને બોલાવી લાવ્યો અને કહ્યું જે મારી પચ્ચીસ ભેંસ છે તે- માંથી એક ભેંસ સરસ હોય તે તું લઇ લેજે પણ હમણાંજ એક પાટિયુ બનાવી લાવ ત્યારે તે મિસ્તરિયે એક પોહોરમાં બનાવી તયાર કરી તે વેરાગીને લાવી આપ્યું તે વેરા ગી એ પાટિયું લઈને મારગ ઉપર આવી બેઠો જયારે પા- છલો પોહોર દિવસ રહયો ત્યારે શ્રીનાથજીના રથનાં દર્શન થયાં તે રથને આગળ જઇને મારગની વચ્ચે તે વેરાગી પડ- ડ્યો અને કહ્યું જે મને શ્રીનાથજીનાં દર્શન કરાવસો તો હું મારગમાંથી ઉઠીસ ત્યારે સઘળાઓએ જાણ્યું જે કોઇ પાદ શાહનો હલકારો છે તે કપટ કરીને પુછે છે ત્યારે શ્રીગિરિરા જની કંદરામાં બિરાજે છે અને આ રથમાં તો હમારો વસ્તુ ભાવ છે તેને હમે લઇ જઇએ છીએ ત્યારે તે વેરાગિએ કહ્યું જે મને રાત્રિએ શ્રીનાથજીએ સ્વપ્નમાં આજ્ઞા કરીને કહ્યું કે જે મને રાજભોગને સારૂં એક પાટિયું બનવરાવીને તું લાવજે તે હું બનવરાવીને લાવ્યો છુ તે લ્યો અને મને શ્રીનાથજીનાં દર્શન કરાવો શ્વેત પિછોરાનો સૃંગાર છે આ

વાત વેરાગીની સાંભળી શ્રીગોવિન્દજીએ જાણ્યું જે આ કોઇ અનુભવી વૈષ્ણવ છે આને તો દર્શન કરાવો ત્યારે સઘળાઓને કહ્યું આજ અહીં ઉત્થાપન થાસે ત્યારે ત્યાં ડેરા કરાવ્યા અને ઉત્થાપન થયાં હવે તે સમયે એ વેરાગીને દર્શન થયાં અને બીજે દીવસ રાજભોગ આરતી પર્યંત તે ગામમાં બિરાજ્યા હતા ત્યાર પછી ત્યાંથી જોત્રપુરનો વિજય કરયો તે પાટિઆ ઉપર એક દિવસ તો રાજભોગ આવ્યા અને જ્યારે શ્રીજીએ ત્યાંથી વિજય કરયો ત્યારે તે પાટિયા ને સઘળાઓએ ત્યાંજ છોડી દિધું અને કહ્યું જે શ્રીજીને પાટીયાની શી કમતી છે અને વેરાગીનાં પાટિયાથી શું અટક્યું છે અને તે મનોરથ કરી બનવાવી લાવ્યો તો એકવાર તો રાજભોગ આરોગ્યા હવે આને અહીંજ છોડી ચાલો તે પહેલો વેરાગી લઈ જશે એમ કહીને તે પાટિયાને છોડી દીધું અને જલદી ચાલ્યા ફરી તે વેરાગીએ ગામમાંથી આવીને તે સ્થળે જોયું તો શ્રીજી પધારી નીકળ્યા અને તે પાટિયું ત્યાંજ છે ત્યારે તો તે વેરાગીનું ચિત્ત બહુ ઉદાસ થયું જે મને શ્રીનાથજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી જે તું પાટિયું બનવાવી લાવ તો પણ અંગીકાર ન કરયું તો એનું કારણ શું છે તે આ પ્રકારે ચિંતા કરતો તે વેરાગી વૈષ્ણવ પાટિયાને ઉઠાવી પોતાને ઘરે લઇ આવ્યો તે લઇને એક સુંદર ઉત્તમ સ્થળ હતું ત્યાં ધરયું અને પોતાનાં મનમાં બેઠા બેઠા ખેદ કરવા લાગ્યો હવે વીસળપુરથી શ્રીનાથજીનો રથ ચાલ્યો તે રથ કોશ ત્રણ ઉપર જઇને અટક્યો અને ત્યાં

થી આગળ ચલાવવાના બહુ ઉપાય કરયા પણ શ્રીજીનો રથ ચાલે નહીં ત્યારે શ્રીગોવિન્દજીએ ગંગાબાઈને આજ્ઞા કરી જે તમે શ્રીનાથજીને પુછો આ ઉજડમાં કોશસુધી કોઇ ગામ છે નહીં અને જળ તથા છાયા પણ નથી અને અહીં આપે રથ અટકાવ્યો છે તેનું શું કારણ છે ત્યારે ગંગાબાઇએ શ્રીનાથજીને પુછ્યુ "જે બલીહારી લાલ ! આ રથ કેમ અટક્યો ચાલતો નથી" ત્યારે શ્રીનાથજીએ આજ્ઞા કરી જે "રાજભોગ ધરવામાં નિત્ય પાટિયાનું દુઃખ પામે છે તેથી મેં તે વેરાગીને સ્વપ્નમાં આજ્ઞા કરીને જે પાટિયું બનવરાવ્યું હતું તો તેને આ લોકો ત્યાંજ છોડી આવ્યા હવે રાજભોગ શેના ઉપર ધરસે તે જયારે પાટિયું આવશે ત્યારે ચાલીશ અને જ્યાં સુધી હું એક સ્થળ ઉપર જઈ સ્થિર થઇ નહીં બેસીસ ત્યાં સુધી એજ પાટિયા ઉપર નિત્ય રાજભોગ આવશે" ત્યારે આ વાત ગંગાબાઇએ અને શ્રીગોવિન્દજીએ પોતાનાં મનમાં બહુજ પશ્ચાતાપ કર્યો અને તત્કાળ બે વ્રજવાસી ઘોડા ઉપર ચડાવી મોકલ્યા અને કહ્યું જે તે પાટિયું ત્યાં પડયું હોય તો જલદી લઇને આવો અને કોઇ ઉઠાવી લઇ ગયો હોય તો જઇને તે વેરાગીથી કે જો જે તારાં મ્હોટાં ભાગ્ય છે જે તારાં પાટિયાને સાક્ષાત શ્રીનાથજીએ અંગીકાર કરયું હવે તું એક બીજું પાટિયું બનવાવીને હમને આપ અને જો તે પેહલું પાટિયું તેજ ઉઠાવી ધરયું હોય તો તેજ દે આ આજ્ઞા લઇને બન્ને વ્રજવાસી ત્યાંથી ચાલ્યા તે ઘોડા દોડાવતા ચાલ્યા તે ઘડી દોઢમાં તે

સ્થળ ઉપર આવી પોહોચ્યા ત્યાં પાટિયું દીઠું નહીં ત્યારે તે વેરાગીને જઇને સર્વ વૃત્તાંત કહ્યું ત્યારે તે વેરાગિએ તે પાટિયું લઇ તે વ્રજવાસિઓને દીધું તેઓ તે લઇ ત્યાંથી તરત તેટલાજ વખતમાં પાછા ત્યાંજ આવ્યા અને તે પાટિયું શ્રીગોવિન્દજીને દીધું તે એ પાટિયું શ્રીનાથજીની આજ્ઞાથી બન્યું હતું તેથી શ્રીગુસાંઇજીના સઘળા બાળકોએ તે પાટિયાનાં દર્શન કરયાં અને તે પાટિયાનાં દર્શન કરી અને હાથ લગાડી સઘળાઓએ આંખોથી હાથ લગાડયા અને બહુ સારી રીતથી તેને રાખવા લગ્યા અને જયાં સુધી મેવાડનાં મંદિરમાં સ્થિર થઇને બિરાજયા ત્યાં સુધી તેજ પાટિયું રાખ્યું અને શ્રીનાથજીનો નિત્ય રાજભોગ તેનીજ ઉપર આવતો જ્યારે તે પાટિયું આવ્યું ત્યારે શ્રીજીનો રથ ત્યાંથી તરતજ ચાલ્યો. ત્યાંથી ચાલ્યા તે જોધપુર પધારયા તે જોધપુરના રાજા જસવંતસિંહજી તે કમાઉના પહાડમાં પોતાનું મોસાળ હતું તે ત્યાં ગયા હતા તે અનેએમના પ્રધાનાદિક સઘળા હતા તેઓ સઘળા શ્રીનાથજીનાં દર્શનસારૂં આવ્યા અને વિનતી કરી જે મહારાજ આઠ દિવસ અહીં બિરાજો તો હમે રાજાજીને વધામણી લખાવિએ ત્યારે જોધપુરથી ત્રણ ગાઉ ઉપર ચાપાસેની ગામ છે ત્યાં એક કદંબખંડી હતી અને ચાંપાસેની નામનું ગામ હતું તે ત્યાં શ્રીજી ચાતુર્માસ્ય બિરાજ્યા શ્રીજીએ શ્રીગિરિરાજથી ઊઠયાપછી ત્રણ ચાતુર્માસ્ય મારગમાં કરયા તેમાં એક ચાતુર્માસ્યતો

ઢુંડાતીઘાટના કૃષ્ણપુરમાં કરયું બીજું ચાતુર્માસ્ય કોટાના કૃષ્ણવિલાસમાં કરયું ત્રીજું ચાતુર્માસ્ય જોધપુરને પાસે ચાંપાસેનીમાં કીધું અને ચોથું ચાતુર્માસ્ય તો મેવાડમાં આપનાં મંદિરમાં કીધું અને સંવત ૧૭૨૬ આસો સુધી ૧૫ થી સંવત ૧૭૨૮ ના ફાગણ વદી ૭ સુધી શ્રીજીએ વ્રજ અને મેવાડની વચમાં ભ્રમણ કરયું તેમાં હિંદ, સુલતાન, ઢુંડાતીઘાટ, બુંદી કોટાનો દેશ, ઢુંઢાર મારવાડ, વાંસવાડો, ડુંગરપુર તથા શાહપુરા એટલાની વચ્ચે ૨ વર્ષ ૪ મહિના ૭ દિન સુધી શ્રીજી આ૫ રથમાંજ બિરાજી ફરયા અને દેશને કૃતાર્થ કરી અને જયાં સુધી આપ શ્રીનાથજી ચાતુર્માસ્ય ચાંપાસેનીમાં બિરાજયા ત્યાં સુધી શ્રીગોવિન્દજી ઉદયપુર પધારી રાણા શ્રીરાજસિંહજીને મળ્યા અને શ્રીજીનું મેવાડમાં બિરાજવાનું સઘળું વૃત્તાંત કહ્યું ત્યારે રાણા શ્રીરાજસિંહજીએ પોતાની માતા વૃદ્ધ હતાં તેને પુછયું જે વ્રજના ઠાકુર શ્રીનાથજી મુસલમાનના ઉપદ્રવથી ઉઠયા છે તેમની અહીં આપનાં દેશમાં બિરાજવાની ઇચ્છા છે તે તમે કહો તો પધરાવીએ અને આ વાત સાંભળીને જો હમારી ઉપર મુસલમાન ચડી આવસે ત્યારે હમારે ડરવાનું છે તેની ફીકર નહી ત્યારે રાણીજીએ સાંભળ કહ્યું પુત્ર ! પ્રથમ મીરાંબાઇ અને અજબ કુંવરીબાઇનાં ભાગ્યથી શ્રીજી આપણા દેશમાં પધારયા છે આપણાં એવાં ભાગ્ય કયાં છે તેથી તમે જલદી શ્રીનાથજીને પધરાવો હવે વિલંબ ન કરો અને જો પાદશાહ ચડી આવસે તો તમે રજપુત છો જમીન સારૂ જીવ દ્યો છો તો શ્રીઠાકુરજીને અર્થે જીવ

આપતાં શું વિશેષ છે શ્રીઠાકુરજીને તરત પધરાવો આ વાત સાંભળી તે રાણી શ્રીરાજસિંહજી પ્રસન્ન થયા અને શ્રીગોવિંદજીને વીનતી કરી જે મહારાજ શ્રીનાથજીને તાકીદે પધરાવો ત્યારે શ્રીગોવિન્દજી પાછા ચાંપાસેની ગયા ત્યાં જઈને શ્રીનાથજીને વિનતી કરાવી ત્યારે શ્રીનાથજીની આજ્ઞા થઈ જે મેવાડ દેશ ચાલીશું ચાતુર્માસ્ય તો અહીં વ્યતીત થયું છે હવે અન્નકુટ કરીને હું મેવાડ ચાલીસ ત્યારપછી કાર્તિક સુદિ ૧૫ પુર્ણમા સંવત્ ૧૭૧૮ ના શ્રીજીએ મેવાડનો વિજય કર્યો મારગમાં એક ગામ આવ્યું ત્યાં ઉત્થાપન તથા શયન સુધી સઘળી સેવા થઇ અને એક તળાવ હતું તેમાં જળ બહુ પુષ્કળ હતું તે શ્રીજી તે દિવસ એ તળાવનુંજ જળ આરોગ્યા ત્યારપછી રાત્રીનો સમય થયો ત્યારે તે તળાવની આસપાસ જય જયકાર થવા લાગ્યો તે જય જયકારનો શબ્દ શ્રીજીની સંગના સઘળા માણસોએ સાંભળ્યો પરંતુ જય જયકાર કરવાવાળા દેખાય નહી ત્યારે સઘળાઓ મળી તે તળાવની પાસે જઇ જ્યાં જય જયકારનો ધ્વની થઈ રહ્યો હતો ત્યાં અટકળથી પુછ્યું જે તમે કોણ છો જે જયજયકાર કરો છો ત્યારે કોઇએ આકાશ મારગથી જવાબ આપ્યો જે હમે આ તળાવમાં એક લાખ ભૂત રહિયે છીએ તે હજાર વર્ષથી હમારી ગતિ કે મુક્તિ થતી નહોતી તે આજ શ્રીનાથજી આ તળાવનું જળ આરોગ્યા તેના પ્રભાવથી વૈકુંઠથી વિમાન આવ્યાં છે તે એમ કહે છે જે તમે આ તળાવમાં જેટલા પિશાચ હો તે સઘળા દિવ્ય દેહ ધરિને અને

વિમાનમાં બેશીને વૈકુંઠ લોકમાં ચાલો એ રીતે શ્રીવૈકુંઠના-
થજીએ કહ્યું છે. અને હમોને વિમાન લઇને મોકલ્યા છે તે
આ તળાવનું જળ શ્રીનાથજી આરોગ્યા છે. તેથી હમો સઘળા
એક લાખ પિશાચની વર્ષે આજ હમારી
મુક્તિ થઇ ગઇ તે હમો સઘળા શ્રીનાથજીની
જયજય બોલતા જઇએ છીએ તેનો આ જયજય શબ્દ છે
તે આ વાત સાંભળી શ્રીગોવિન્દજીએ અને એમના સંગ
સંગવાલાઓએ આશ્ચર્ય માન્યું તે એ રીતે અર્ધ રાત્રીથી
પ્રાતઃકાળ સુધી જયજયકાર થયો ત્યારપછી શ્રીનાથજીએ
ત્યાં રાજભોગ આરોગીને વિજય કરયો તે એ રીતેજ દર-
એક ગામમાં મજલ કરી ૨૩ દિનમાં શિંહાડમાં ચરણ ધરયા
તે માર્ગમાં જયાં જયાં બેટલા દેશમાં ફર ?? ત્યાં ત્યાં ચરિત્ર
તો આપે બહુ કરયાં ત્યારપછી હવે શિંહાડમાં એક પિપળાનાં
ઝાડની નીચે રથ અટકયો જ્યારે શ્રીજીને પુછયું ત્યારે શ્રી-
જીએ આજ્ઞા કરી જે અજબકુંવરીબાઇને રેહેવાનું સ્થળ આ
હતું તેથી અહી મારૂ મંદિર બનશે અને હું અહીંજ રહીશ
અને રાણાજીનો મનોરથ તો ઉદેપુરમાં પધરાવવાનો છે પણ
કોઈ કાળ પછી સિદ્ધ કરીશ અને હમણાં તો અહીં અજ-
બકુંવરીબાઇનાં સ્થળમાં મંદિર બનાવવો હું અહીં કેટલા-
એક કાળસુધી બિરાજીશ આ દેશ મને વ્રજના જેવું જણાય
છે આ પર્વતો મને બહુ સુહામણા લાગે છે અને સઘળા
શ્રીગુસાંઇજીના બાળકો આપની બેઠક બનવાની હયો ત્યારે
શ્રીગોવિન્દજીએ તત્કાળ મંદિરની તયારી કરાવી અને ગોપા-

જદાસ મિસ્તરીને આજ્ઞા કીધી " જે જલદી શ્રીજીનું મંદિર સિદ્ધ કરો ઝાઝાં મનુષ્યો લગાડી શીઘ્ર તૈયાર કરો " પથરા તો આસપાસના પર્વતોના બહુ હતા અને ચુનો નવો બનાવ્યો મિંદરનો પાયો કરીને મંદિર બનવા લાગ્યું કારખાનાં રાત્રિ દિવસ ચાલવા લાગ્યાં કારીગરો હજારો લગાડી મંદિર થોડાજ મહીનામાં સિદ્ધ કરયું ત્યારે સંવત ૧૭૨૮ ફાગણ વદી ૭ શનિવારને દિન શ્રીદામોદરજી મહારાજ (શ્રીદાઉજીએ) વેદોક્ત રીતથી વાસ્તુપ્રતિષ્ટા કરાવી શ્રીનાથજીને પાટ બેસાડયા તે દિવસથી શ્રીજી આપ મેવાડમાં સુખથી બિરાજ્યા અને રાજ શ્રીદામોદરજી મહારાજનું થયું અને નેગ રીત સઘળી પરનાળિકા પ્રથમની હતી તે બંધાઇ ગઇ અને ગાયોના વાડા સિદ્ધ થયા તેમાં સઘળી ગાયો અને શ્રીદાઉજી મહારાજ શ્રીજીને સારી લાડ લડાવે ઉત્સવ મહોત્સવના શૃંગાર સઘળા આપજ કરે આ રીતે વર્ષ ચાર જ્યારે વ્યતીત થયાં ત્યારે બાદશાહે હલકારાઓને પુછયું " એ દેવ જે ગીરિરાજથી ઉઠયા હતા તે કેના મુલકમાં જઇને વસ્યા મારા અમલમાં છે કે કોઇ રાજાનાં અમલમાં છે " ત્યારે હલકારાઓ મારવાડ તથા ઢુંઢાર તથા મેવાડમાં જ્યાં શ્રીજી બિરાજ્યા તે તે મુલકમાં ફરયા અને નિશ્ચય કરીને આવ્યા તે આવી બાદશાહને કહ્યું જે રાણાજીનાં દેશમાં બિરાજે છે અને રાણાજી હાથ જોડી રેહે છે અને બહુ બંદગીમાં રેહે છે આ સાંભળી પાદશાહે કહ્યું જે મેં તો જાણ્યું હતું જે મારા મુલકમાં રેહેશે

જ્યાં જશો ત્યાં મુલક તો મારોજ છે દરિયાના તીરસુધી મારો મુલક છે અને એ તો મારો મુલક છોડી રાણાજીનાં મુલકમાં જઈનેરહ્યા છે તેથી હું રાણાજીને જઈને જોઈશ આ રિતે કહી પાદશાહે તયારી કરી તે કેટલાએક દિવસમાં મેવાડમાં આવી પોહોંચ્યા ત્યારે રાણા શ્રીરાજસિંહજીએ પોતાનું સઘળું કુટુંબ તે મેવાડમાં મોકલી આપ્યું અને પોતે ચાળીસ હજાર ફોજથી નાહુર મગરે આવી ડેરા કર્યા અને તેજ દિવસે પાદશાહે આવી રાજ સાગર ઉપર ડેરા કર્યા.

તે દીવસ શ્રીજીએ ગંગાબાઈને આજ્ઞા કરી જે શ્રી દાઊજીને કહો એક વાટરા ગામ છે ત્યાં વાટરાની નાળમાં એક બહુ રમણિક સ્થળ છે ત્યાં અનેક જાતની વૃક્ષાવળી થાય છે કેવડા કેતકી ચમેલી પણ સર્વ થાય છે તે મગરો મને અવશ્ય જોવો છે અને તે પર્વતમાં એક ગુફા છે તે એક ઋષીશ્વર હજારો વર્ષથી તપસ્યા કરે છે તેના ચિત્તમાં આકાંક્ષા છે જે શ્રીકૃષ્ણ મને આજ પર્વતમાં પધારી દર્શન દેશે ત્યારે હું આ દેહનો ત્યાગ કરિશ તે ત્યાં સુધી પ્રાણ કપાળમાં ચડાવી જ્યાં કાળની ગમ્ય નથી એ રીતે હજારો વર્ષથી તે ઋષીશ્વર બેઠા છે તે તેને દર્શન દેવાસારૂ તે મગરામાં મને લઈ ચાલો તે ત્રણ દિન રહીસ તે પછી ફરી આ મંદિરમાં આવી રહીસ ત્યાં સુધી પાદશાહ રાજસાગર ઉપર રેહેશે ત્યાર પછી

એ પાદશાહને ઉઠાડી દઈસ આ વાત ગંગાબાઇએ શ્રીદાઉજી મહારાજને સઘળી કહી તે શ્રીદાઉજી મહારાજ મોટા પ્રતાપી હતા તે રથ તરત સિદ્ધ કરાવ્યો તેમાં શ્રીજી બિરાજ્યા તે વાટરા પધારયા અને મગરાઓમાં જ્યહાં કઠણ મારગ હતો ત્યાં ત્યાં શ્રીજીની ઈચ્છાથી મારગ સુધો થઈ ગયો અને જ્યાં વધારે કઠણ આવે ત્યાં રૂનાં ગાદળાં શ્રીદાઉજી મહારાજ બીછાવી દે જે શ્રીજીના રથને ઈજા ન આવે તે એ રીતે એ પર્વત ઉપર શ્રીજી આપ બિરાજ્યા ભોગ શયન ભોગ સઘળા ત્યાંથયા અને એક દિવસ ભોગનાં કમાડ ખુલ્યાં તે સમય તે ગુફામાંથી વેરાગી નિસરી દર્શન કરવા આવ્યો આવીને તેણે શ્રીજીનાં દર્શન કરયાં અને દંડવત્ કરયા અને એક નીળકમળની માળા ગુંથિને લઇ આવ્યો હતો જે પૃથવી મંડળમાં નીરકમળ ક્યાંય થતાંજ નથી પરંતુ દેવલોકમાં થાય છે તે યોગેશ્વરની દેવલોકપર્યંત ગતિ હતી ત્યંથી નીળકમળ લઈ આવીને તેની માળા ગુંથીને સિદ્ધ કરી રાખી હતી જે શ્રીજી પધારશે તે દિવસ પેહેરાવીસ એવી ઈચ્છા હતી તે વેરાગીને જોઇને શ્રીનાથજીએ પોતાની પાસે બોલાવીને કહ્યું જે તમે માળા પેહરાવો ત્યારે તેણે માળા પેહેરાવી અને એક ચંદનનો મુઠો સવાસેરનો હતો તે ભેટ કરયો અને તે ચંદન અસલ મલયાગર હતું એક રતીભાર તોળીને સવામણ તેલ ઉકાળી તેમાં નાંખો તો તેલ શીતળ થઇ જાય એવું તે ચંદન હતું તે મુઠો ભેટ કરયો અને દંડવત્ કરીને તેજ પર્વત ઉપર ચાલ્યો ગયો ભગવત્કૃપા થઇ હતી તેથી શ્રીવિષ્ણુના

દુત આવ્યા તે વિમાનમાં બેસાડી એમને વૈકુંઠમાં લઇ ગયા ત્યારે શ્રીજીએ શ્રીદાઉદજીને આજ્ઞા કરી જે ગ્રીષ્મ ઋતુ ચંદનની કટોરી થાય છે તેમાં થોડું થોડું આ મુઠામાંથી નિત્ય ઘસવું જ્યાં સુધી આ મુઠો પોહોચે ત્યાં સુધી તેમજ કરો ત્યાર પછી એક રાત્રી તો પાદશાહના ડેરા રાજસાગર ઉપર રહ્યા અને બીજે દિન બનાસ નદી ઉપર ખમનોરમાં ડેરા કરયા અને ત્યાં હુકમ દીધો જે એક મહિનો અહીં રહિશું માટે એક બાગ તૈયાર કરાવો તે બાગને તૈયાર જોઇ હમે ચાલીશું તે આ વાત રાણાજીએ સાંભળી તે રાણાજી મનમાં બહુ બીના અને શ્રીજીની માનતા કરી જે મહારાજ આ બાદશાહ હમારા દેશમાંથી જશે તો ગામની ભેટ કરીશ તે રાત્રિને સમય વાટરામાં શ્રીજીએ ગંગાબાઇને આજ્ઞા કરી જે શ્રીદાઉજી મહારાજને કહો જે કાલ સિંહાડનાં મંદિરમાં જઇને ઉથાપન થશે અને તે પાદશાહ આજ ખમનોરથી ભાગશે તે રાતોરાત ઉદયપુર જશે તે દિવસ રાત્રિને સમયે એક પોહોર રાત્રિ ગઇ તે સમય સિંહાડમાંથી શ્રીજીનાં મંદિરમાંના જગમોહનમાંથી ભમરાઓ મોટા મોટા નીકળ્યા તે કોટયાવધિ નિકળ્યા તેઓ સુધા ખમનોરની તરફ આવ્યા અને પાદશાહની ફોજમાં ગયા તે એક એક માણસ તથા ઘોડા હાથિઓને લક્ષાવધી જઇ લાગા તે એરીતે અકસ્માત્ થવાથી સઘળાઓ ત્યાંથી નાઠા અને તેની સાથે બાર લાખ ફોજ હતી તે ભમરાઓના દાટવાના ડરને મારે વિખરી ગઇ અને પાદશાહની બે બેગમ હતી તેમાંથી એકનું નામ રંગીચંગી

હતું તેની સાથે દશ હજાર અસવાર જુદા ચાલતા તે મગરાઓમાં ભુલી પડી તે રાણાજીની ફોજ નાહર મગરે પડી હતી તેમાં જઇ પડી ત્યારે રાણાજી શ્રીરાજસિંહજીએ આ વાત જાણી જે પાદશાહની બેગમ ભુલી પડી છે તે મારી ફોજમાં આવી છે તે રાણાજી આપ ચાલીને બેગમ પાસે આવ્યા ત્યાં આવીને બેગમને મુજરો કરયો અને કહ્યું જે તમે મારી બેન છો તમે જયાં કહો ત્યાં પાદશાહની પાસે પોહોંચાડી આવીએ ત્યારે તે બેગમે કહ્યું જે તમે હમારા ધર્મના ભાઈ છો માટે તમે મને પાદશાહની રૂબરૂ પોહોચ-ડાવી દો તો તમારા મુલકમાંથી પાદશાહને જલદી લઇ જઇશ ત્યારે રાણાજીએ દશ હજાર અસવાર સંગ કરી દીધા અને કહ્યું જે પાદશાહના ડેરામાં પોહોચાડી આવો અને રાણાજીએ બેગમ સાહેબને દશ ગામ કાપડામાં દીધાં અને પાદશાહે રાતોરાત ઉદયપુર પાછળ તે તળાવ ઉપર જ-ઇને ડેરા કરયા ત્યારે ગામ સઘળું ઉજાડ દીઠું અને વસ્તી તો ભાગીને મગરાઓ ઉપર ચડી હતી તે બપોર થઇ ગયા અને પાદશાહ અન્ન ન ખાય કહે જે રંગીચંગી બેગમ આવે તો અન્ન ખાઉ એટલામાં તો રંગીચંગી આવી ઉભી રહી ત્યારે તેણે સઘળા સમાચાર રાણાજીના કહ્યા જે મને સારી રીતે પોહોચાડી ગયા અને મેં પણ એમને ધર્મના ભાઇ કહ્યા છે તેથી એના મુલકમાં હજરતને રહેવું નિરર્થક છે ત્યારે પાદશાહે કહ્યું એક મસજીદ ઉદય

પુરમાં બનાવસું તે પછી ચાલીસું ત્યારે બેગમે ના કહી કે હાલ આપને કુચ કરવો જોસે અને મારા ભાઇ રાણાજીને કેહેવરાવી દઇસ તે તમારા નામથી એક મસજીદ બનાવરાવી રાખસે ત્યારે તે બેગમે રાણાજીને તેડાવીને પાદશાહથી મળા વ્યા ત્યારે રાણાજીને પાદશાહે કહ્યું જે તમે હમારી બેગમની બહુ બંદગી કરી છે તમે એના ધર્મના ભાઇ છો તે તમે કાંઈ માગો હું તમારિ ઉપર ખુબ ખુશી થયો છું ત્યારે રાણા શ્રીરાજસિંહજીએ કહ્યું જે આપ ખુશ થયા હોતો જલદી ફોજને કુચ કરાવો મારા મુલક બિગડે છે ત્યા રે પાદશાહે રાણાજીને કહ્યુ જે એક તમે હમારા નામથી મ- સજીદ બનાવરાવી રખાવજો અને શ્રીનાથજી શ્રીગિરિરાજથી ઉઠ્યા છે તે તમારા મુલકમાં આવ્યા છે જે મેં પોતાનાં મારા મુલકમાં બિરાજવા માટે ઘણુ કર્યું પણ એમની મરજી તમારા મુલકમાં બિરાજવાની છે તેથી તમે એમના હુકમમાં રેહેજો જ્યાં સુધી એ દેવતા તમારા મુલકમાં રહેશે ત્યાં સુધી હું મેવાડમાં નહીં આવું તેમણે આવી રીતે કહી બીજે દિવસ ફોજનો કુચ થયો તે દ્વારિકા તરફ ગયો અને મેવાડમાં ચેન થયું ત્યારે રાણાજી સર્વ કુટુમ્બ સહિત ઉદયપુર આવ્યા અને અને ગામ તથા મુલકમાંથી લોક અગરાઓ ઉપર ભાગીને ચડયા હતા તે સઘળાઓ પોતપોતાને ઠેકાણે આવીને વસ્યા ત્યાર પછી ઘાટરાથી રાજભોગ આરતી કરી શ્રીનાથજી પ- ધારયા તે સિંહાડમાં બિરાજયા એક સમય સુરતવાળા શ્રી પુરૂષોત્તમજી મહારાજ તે દક્ષિણ દેશ પધારયા ત્યાં રત્નોની

અધિકાઇ જોઇ આપે શ્રીનાથજી સારૂ જડાઉ મોજાં બનવ-
રાવ્યાં અને તે મોજાં બનાવરાવીને શ્રીજીદ્વાર તરત પધારયા
પરંતુ દિન વિશેષ લાગા તેથી મોજા મોટા થઇ ચુકયા તે
પછી પધારયા અને વર્ષ દિવસ રેહેવા જેવું કાર્ય ન હતું
કાશી દિગ્વિજય કરવા પધારવું હતું તેથી શ્રીદાઉજી મહા-
રાજ પાસે વિનતી કરિ જે " આ મોજા બનાવરાવી લાવ્યો
છું અને શ્રીજીતો મોજા મોટા કરી ચુકા આગળ રેહેવાનું
થાય તેમ છે નહી માટે જો આપની આજ્ઞા હોય તો શ્રીજી
અંગીકાર કરે " ત્યારે શ્રીદાઉજી મહારાજે આજ્ઞા કરિ જે
તમે તો શ્રીગુસાંઇજીના બાળક છો તે તમારૂં કરયું શ્રીજી
અંગીકાર કરે છે તથાપિ ઋતુનો મહિમા છે તેથી સૃંગારના
સમયમાં ધરાવી ફરિ બે ચાર ઘડી પછી મોટા કરિ લેજો
લઈ આ આજ્ઞા શ્રીદાઉજી મહારાજથી શ્રીપુરૂષોત્તમજી
મહારાજે બીજે દિવસ શ્રીજીનો સૃંગાર કરયો તે દિવસે
જડાઉ મોજા શ્રીજીને ધરાવ્યા અને શ્રીદાઉજી મહારાજ ભો
ગ આવવાના સમયમાં નિત્ય શ્રીજીને દર્શને પધારતા તે
શ્રીજીનાં દર્શન કરી શ્રીપુરૂષોત્તમજી મહારાજથી આવી
આજ્ઞા કરિ જે મોજા માળા પછી મોટા કરી લેજો એટલી
આજ્ઞા કરી શ્રીદાઉજી મહારાજ આપની બેઠકમાં પધાર્યાના
પછી માળા બોલી પછી રાજભોગ આરતી થઇ ત્યારે શ્રી
પુરૂષોત્તમજીએ ટોડા વ્યાસ મુખિયા હતા તે તેમને કહ્યું જે
એક હજાર મુદ્રા તમે ગુપ્ત લ્યો અને શ્રીજી સંધ્યા આરતી
સુધી મોજા ધારણ કરિ લે ત્યારે મુખિયાજીએ કહ્યું જે મહા

રાજ શ્રીદાઉજી મહારાજનો નિયમ છે જે ભોગનાં દર્શન નિત્ય કરે છે તેથી આપ શંખનાદ થયા પછી ઉત્થાપનનાં દર્શન સમયે મોટા કરી લેસો તે પછી કમાડ ખોલીસું તે પછી શ્રીજીને અનોસર કરી શ્રીપુરૂષોત્તમજી તો આપની બેઠકમાં પધારયા અને સઘળા સેવકો પણ પોત પોતાને ઘરે ગયા તે પછી એક મુહુર્ત સુધી શ્રીજીએ વાટ જોઇ કે હમણાં આ મોજા મોટા કરી લેસે પરંતુ કેણે કરયા નહીં ત્યારે શ્રીનાથજી કંટાળ્યા તે અમનોરમાં શ્રીહરિરાયજી ભોજન કરીને આપની બેઠકમાં પોઢયા હુતા ત્યાં જ્યારે નિદ્રા આવી ત્યારે શ્રીજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી જે તમે શીઘ્ર આવીને મોજા મોટા કરી દયો તો હું વ્રજમાં જાઉં ત્યારે તેજ વખતે શ્રીહરિરાયજી ચમકી ઉઠયા તે શ્રીહરિરાયજીની સઘળી અસવારી સિદ્ધ રેહેતી સુખપાળખી, ધુળબેળ, બળનો રથ, તથા એક હાથી એટલી અસવારી સદા રેહેતી તેમાંથી એક એક અસવારી એક એક પોરિએ ડોઢી ઉપર આવી ઉભી રેહેતી તે શ્રીહરિરાયજી મહારાજે આપે ઉઠીને પુછ્યું " કઇ અસવારી ઉભી છે " ત્યારે ઉદ્ધવ ખવાસે વિનતી કરી જે મહારાજ ધુળબેળ જોડળી તૈયાર ઉભી છે તે તત્કાળમાંજ શ્રીહરિરાયજી ધુળબેળમાં બિરાજયા અને વેગથી હાંકી તે ઘડી એકમાં આવીને બનાસના ઉપર સ્નાન કરયું અને અપરસમાં શ્રીદાઉજી મહારાજની પાસે પધારયા અને મંદિરની કુંચીનો ઝુમખો માગ્યો તે શ્રી

હરિરાયજીના પ્રભાવને તો શ્રીદાઉજી મહારાજ જાણતા હતા તે વિચાર્યું જે કાંઇ એક શ્રીજીની આજ્ઞા થઈ છે તેથી કુંચીનો ઝુમખો પણ તેમને દીધો તે લઇ શ્રીહરિરાયજી નિજ મંદિરમાં પધાર્યા ને તાળું ખોળી શંખનાદ કરાવીને શ્રીજીની પાસે જઇને મોજા મોટા કરિ લીધા અને દંડવત કરી ટેરો દઈ બાહેરનાં કમાડ મંગળ કરી આવ્યા ત્યાર પછી ચાવીનો ઝુમખો શ્રીદાઉજી મહારાજની બેઠકમાં પો-હોચડાવીને શ્રીહરિરાયજી ખમનોર પધાર્યા અને શ્રીપુરૂષોત્તમજીને તો આ વાતનો આપના મનમાં મોટો પશ્ચાતાપ થયો જે હમે મોજા સ્થાને રાખ્યા શ્રીનાથજીને શ્રમ થયો અને શ્રીદાઉજી મહારાજે વ્યાસજીને ખીજીને કહ્યું જે તમે મોજા સ્થાને રાખ્યા આજ પછી સંકોચને મારે. શ્રીગુસાંઇજીના બાળકોને કાંઇ નહીં કહી શકો તો અમને કેહેવું તો અમે કે હેશું હમારૂ કામ છે ફરિ એકવાર શ્રીનાથજીનો સૃંગાર શ્રી વલ્લભજી મહારાજના પુત્ર શ્રીવ્રજનાથજીએ કરયો તે શ્રીજીને ત્યાં પેડાની ગાદી બિછાવાય છે તે ઉપર ચરણારવિન્દ ધરીને પછી પેંડામાં પધારે તે ગાદિ બિછાવવાનું શ્રીગુસાંઇજીના બાળક તથા સઘળા ભીતરિઆ ભુલી ગયા ત્યારે રાજભોગ આરતી પછી જ્યારે અનોસર થયો ત્યારે ગંગાબાઇથી શ્રીજીએ આજ્ઞા કરી “ જે આજ પેંડાની ગાદી બીછાવવાનું ભુલી ગયા છે તે હું ઉભો થઇ રહ્યો છું ત્યારે ગંગાબાઇએ શ્રીનાથજીથી વિનતી કરી જે આ વાત ભીતરની છે મારા

બળની નથી મીઠડાં લઉ તમે આ વાતથી શ્રીહરિરાયજીને ચે-
તાવો ત્યારે શ્રીનાથજીએ ખમનોરમાં શ્રીહરિરાયજીને ચેતાવી કહ્યું
કે તમે તાકાળ આવી પેડાની ગાદી બિછાવવી જાઓ હું ઉભો
થઇ રહ્યો છું ત્યારે શ્રીહરિરાયજી ખમનોરથી બુડઓળમાં
બિરાજી શ્રીનાથજીને દ્વારે પધારયા ત્યાં ગંગાબાઇ પણ
નદીની ઉપર જઇને શ્રીહરિરાયજીની વાટ જોતાં હતાં
એટલામાં શ્રીહરિરાયજી પધારયા ત્યારે ગંગાબાઇએ ભગવત
સ્મરણ કરયુ અને કહ્યું જે તમે અહીંથીજ સ્નાન કરી શીઘ્ર
અપરસનાં વસ્ત્ર લાલા ઉભારહ્યા છે ત્યારે તત્કાળ સ્નાન
કરિ અપરસનાં વસ્ત્ર પેહરીને શ્રીહરિરાયજીએ શ્રીદાઉજી
મહારાજની પાસેથી કુંચી મંગાવી મંદિરનું તાળું
ખોળી શ્રીઅંગ દંડવત કરી ગાદી બીછાવી અને તાળું
મંગળ કરી શ્રીદાઉજી મહારાજની બેઠકમાં શ્રીહરિરાયજી
પધારયા ત્યારે શ્રીહરિરાયજીએ શ્રીદાઉજી મહારાજથી કહ્યું
આપ હમારા શ્રીવ્રજકુળના મુખ્ય છો અને શ્રીજીના અધિ
કાર તો આપને માથે છે તેથી હમને કોઇ વાત શ્રીજીની સેવા
માં એમ કાંઇ ભુલીએ તો આપે અમને જતાવવું આજે
પેડાની ગાદી ભુલી ગયાતો શ્રીજી ઉભા રહ્યા,
માટે ભુલ થાય નહી. આવી રીતે શ્રીજી
લીલા કરતા રહ્યા છે. એક દીવસ નંદરબારનો વૈ-
ષ્ણવ હતો. તેની દશા ઘણીજ સારી હતી તેનું નામ ગો-
વિન્દદાસ હતું તે શ્રી હરીહરરાયજીનો સેવક હતો તે કોઇની

સાથે ઝાઝી વાત કરતો નહી. તે કોકીલાવનમાં બેઠો હતો તે વખત શ્રીજી અચાનક પધારી તેને દર્શન આપ્યાં. અને આજ્ઞા આપી કે. ગોવિન્દદાસ તું મેવાડ જઇને શ્રી ગીરધરીજીને કહે કે અન્નકુટ લુટતી વખત અનાચાર થાય છે માટે એક સુરજપોળ કરાવો ત્યાં થઇને સઘળા નીકળશે ત્યારે વૈષ્ણવે કીધું કે મારૂં કહ્યું માનશે નહી ત્યારે શ્રીજીએ આજ્ઞા કરી કે માનશે તું જલદી જઇને સમાચાર કહે. તે તુર્તજ તાકીદે શ્રીજી દ્વાર આવીને શ્રીગીધરધરજી મહારાજને વીનતી કરી શ્રીનાથજીનું નામ દીધું શ્રીગીરધરજી આ વાત જાણીને ગદગદકંઠે થયા અને બે ત્રણવાર આ વાત તેના મોઢે કહેવરાવી, ત્યારપછી શ્રીવિઠલરાયજીને વીનતી કરી. ત્યારે તેમણે કહ્યું કે આજ કલીયુગમાં બહુ ધતીંગ ચાલે છે. માટે હું માનતો નથી. શ્રીજી અમને આજ્ઞા કરસે તો કરાવીશું ત્યારે અન્નકુટના પંદર દીવસ રહયા ત્યારે શ્રીજીએ રાત્રીમાં શ્રીવીઠલરાયજીને આજ્ઞા કરી કે. વૈષ્ણવની વાત જુઠી માની માટે સુરજપોળ થશેત્યારે અન્નકુટ આરોગાશે શ્રીજી આટલી આજ્ઞા કરી આપ મંદીરમાં પધાર્યા. તુર્તજ શ્રીગીરધરાજીને બોલાવી વાત કરીને કીધું કે વૈષ્ણવ સાચો છે. માટે કોઈ ઉસ્તાદને બોલાવી પંદર દીવસમાં સુરજપોળ કરાવો તે મુજબ તૈયાર કરાવી આજે પણ અન્નકુટને દીવસેજ સુરજપોળ ઉઘડે છે.

એક શ્રીજીના ઉત્સવનો દીન હતો. ત્યારે આગલા દીવસ ભીતરીયાએ સામગ્રી માંગી તો ગોપાળદાસ ભંડારી

એ કહ્યું કે કાલે મોકલીશ તે ન મોકલી તેથી રાત્રીએ શ્રીજી લાલછડી હાથમાં રાખી. ગોપાળદાસ સુતો હુતો તેને છડી મારીને જગાડયોને કહ્યું કે સામગ્રી કેમ ન મોકલી રાજભોગનું મોડું થશે ગોપાળદાસ જાગ્યો અને જુવે છે તો શ્રીજીને દીઠા, અને ઉઠીને કહે કે" મને ચરણ સ્પર્શ કરવા દ્યો તેમ ન કરવા દેતાં આપ પધાર્યા ગોપાળદાસ તેમની પુઠે દોડયો તે દરવાજા બંધ દીઠાને આપ તો મંદીરમાં પધારી ગયા. તે કમાડથી માથુ કુટવા માંડયો કે "લાલ ચરણ સ્પર્શ કરવા દે" આવી રીતે બુમપાડવા માંડયો દ્વારપાળે આવી હકીકત પુછી તેથી સવારમાં મહારાજે વાત જાણીઅને તેને એક કોટડીમાં રાખ્યો અને એક માણસ તેની ચાકરીમાં રાખ્યો, અન્ન જલ સર્વે છોડી દીધું ને એજ રટના લાગી તેમાં તેનો પ્રાણ છુટી ગયો. અને શ્રીજીની લીલામાં પ્રવેશ કર્યો,

શ્રીનાથજીનો સેવક માધવદાસ દેશાઇ. આંગરોળમાં રહેતો હુતો. તેનું પહેલું નામ ભગવાનદાસ હતું પરંતુ શ્રી ગોકલનાથજીએ તેનું નામ માધવદાસ રાખ્યું હતું તે દર ત્રીજે વર્ષ દસ વીસ હજાર માણસનો સંગ લઇ શ્રીજીદ્વાર આવતો અને ઘેરથી નીકળતો તે શ્રીજીનાં દર્શન કરે ત્યાં સુધી અન્ન લેતો નહી ફકત દુધજ પીતો તેને શ્રીજીએ સ્વપ્નમાં આજ્ઞા કરી કે આ વખત તું આવે ત્યારે એક લાખ મુદ્રાનો સોનાનો પહેરવાનો "ગહનો" કરાવી મને ભેટ ધરજે તે

મુજબ સંવત ૧૭૪૨ની સાલના ફાગણ માસમાં આપ્યો ને તે બંટામાં સુકી ભેટ ધર્યો તો સેવકે શ્રીદાઉજી મહારાજ ને ખબર આપી તો તે બંટો લઇ ઠેકાણે મુકયો ને મનમાં વિચાર્યું કે શ્રીજીએ કાંઇ કારણસર મંગાવ્યો હશે શ્રીનાથજીએ રાત્રીએ સ્વપ્નામાં શ્રીદાઉજીને આજ્ઞા કરી કે, એ "ગહનો" ગંગાબાઇને આપો અને તે પહેરીને મારા દર્શન કરવા આવે તે મુજબ કર્યું ને શ્રીજી ઘણાજ ખુશી થયા. આવી રીતે શ્રીનાથજીનાં ચરીત્રો લખવા બેસીએ તો તેનો પાર આવે નહીં. ને પુસ્તક ઘણુંજ મોટું થઇ જાય છે માટે આ વખત તો આટલેથીજ સમાપ્ત કરૂં છું અને દરેક વૈષ્ણવ બંધુને મારી નમ્રતા પુર્વક વિનંતી છે કે આમાં ભુલચુક હોય તો જણાવવા કૃપા કરવી મારી અલ્પ મતી અનુસાર શ્રીજીના ગુણ મેં ગાયા છે. માટે આથી વિશેષ ચરીત્ર જેના જાણવામાં હોય તો અને લખી જણાવશે તો બીજી આવૃતી વખત જરૂર દાખલ કરીશું માટે મારા ઉપર કૃપા કરી તેમ કરવા ભુલવું નહી.



—વિંછીની અકસીર દવા—કિંમત રૂ. ૦-૪-૦

આ અમારી વિંછીની દવા ગમે તેવા ઝેરી વિંછીના ડંખથી હેરાન થતા દર્દિને માટે ખાસ ફતેહમંદ નીવડી છે જેનો અનુભવ આજ સુધી આ દવા મફત આપી અમોએ ખાસ મેળવ્યો છે. અને દર્દિઓ તરફથી પણ સારાં સર્ટીફીકેટો મળ્યાં છે. અને મળતાં જાય છે જેથી તેની અકશીરતા માટે વધુ વિવેચન કરવું જરૂરનું નથી. જેઓએ અમારી દવાનો અનુભવ મેળવ્યો છે. તેઓ તો ફરી અમારીજ દવા મંગાવે છે, આવી અમુલ્ય દવાની કિંમત ફકત આસરે પચાશ આદમીને આરામ કરે તેવી બાટલીના ચાર આના

—તાવની રામબાણ દવા-કિંમત બાટલી ૧ના રૂ. ૦-૮-૦

આ અમારી સ્વદેશી વનસ્પતીની તાવની દવા ગમે તેવા ઝેરી તાવોના દુઃખથી હેરાન થતા દર્દિઓ માટે ખાસ આશ્રયદાતા નિવડી છે; જેના માટે વધુ લખી વિવેચન કરવું અમો યોગ્ય ધારતા નથી, પણ માત્ર એકજ વખત અનુભવ મેળવવા ભલામણ કરીએ છીએ.

દવા વાપરવાની સંપુર્ણ હકીકત બાટલી સોબત મોકલવામાં આવશે; આ સંબંધે વધુ ખુલાસો મેળવવાની ઇચ્છા રાખનારે જવાબ માટે ટીકિટ બીડી નીચેના ઠેકાણે લખવું એ શિવાય જવાબ આપવામાં આવશે નહિ.

* સદર દવાઓ વેચવા ચાલાક અને આબરૂદાર એજંટો જોઇએ છીએ તેમને તેમજ જથાબંધ માલ લેનારને સારૂ કમીશન આપવામાં આવશે.

બાપુલાલ છગનલાલ ત્રવાડી ડાકોરવાળા.

માલેક—" સ્વદેશી અકશીર ઔષધાલય. "

—બ્રેન્ચ ઓફિસ, બાજવાડા ચકનીયા શેરી—વડોદરા.

---

શ્રીકૃષ્ણાય નમ:

પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોને અલભ્ય લાભ.

## સ્વધર્માભિમાની વૈષ્ણવ બંધુઓ ?

આત્માના હિતને માટે નેત્રને પરિશ્રમ આપી અવશ્ય વાંચો; અને તાકીદે લખો, નહિં તો પાછળથી પસ્તાશો. આ સોનેરી તક ગુમાવશો નહીં.

---

શ્રવણ નયનના ડાઘ હર, ઔષધ બહુ જગ માંહિ;
આ તો હરશે આપના, હૃદય ચક્ષુની છાંય

---

ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીમદ્ દેવકીનન્દનાચાર્ય મહારાજની આજ્ઞાનુસાર પુષ્ટિમાર્ગના અનેક સિદ્ધાંતોથી ભરપુર કાર્તિક શુકલ ૧૧ ( પ્રબોધીની ) થી દરમાસની શુકલ ૧૧ એ

તમો ધર્મનું ખરૂં તત્વ જાણવા માગો છો ?
જો જાણવા માગતા હો તો અમારા તરફથી બહાર પડેલ

श्रीमद्

# भगवद्गीता

એ અપુર્વ, અત્યુત્તમ અને સર્વોપરિ પુસ્તક વાંચો, એમાં શ્લોકોના સત્ય અર્થ ઉપરાંત તે તે શ્લોકનું ખરૂં રહસ્ય સમજાવવા માટે શાસ્ત્ર મર્યાદાને અનુસરતું પુષ્કળ વિવેચન આપેલું છે.

આ પુસ્તક વાંચનાર ધર્મના ખરા તત્વથી વાકેફ થાય છે અને ભ્રમમાં ગોથાં ન ખાતાં પોતાને માટે મોક્ષના દરવાજા ખુલ્લા મુકવાની સગવડ ધરાવતો થાય છે.

આ પુસ્તકમાં દેવાધિ દેવ શ્રીકૃષ્ણ પરમાત્માએ અર્જુન જેવા ઉત્તમ અધિકારીને તેના શોક મોહ ટાળી સર્વોત્તમ બોધ દઇ કર્તવ્ય સમજાવ્યું છે. शिष्यस्तेऽहं शाधिमां त्वां प्रपन्नम् । આવી રીતે કર્તવ્યની સમજણ મેળવવા શિષ્ય ભાવે પ્રાપ્ત થયેલા અર્જુનને વિશ્વગુરૂ શ્રી વાસુદેવે કર્તવ્ય પરાયણ કરી स्थितोऽस्मि गतसन्देहः करिष्ये वचनं तव । એ અર્જુનના મુખથી નિઃસંશયાત્મક જ્ઞાનની નિશાની સરખું વચન બોલાવ્યું. એ પ્રસંગને ચાહે તો ધર્મશાસ્ત્રનો ગ્રંથ કહો કે ચાહે તો મોક્ષશાસ્ત્રનો ગ્રંથ કહો, ચાહે તો

સંપ્રદાયનું સાધન કહો કે ચાહે તો સંપ્રદાયનું સાધ્ય કહો પણ તેનું સર્વાત્મભાવનું સેવન ન થાય ત્યાં સુધી ધાર્મિક પણું કે મુમુક્ષુપણું અથવા શિષ્યપણું કે ગુરૂપણું એ સઘળું કાચુંજ છે.

ગીતાનાં ભાષાંતરો અને વ્યાખ્યાનો પણ ઘણાં પ્રકટ થયાં છે પરંતુ આજ સુધી આ ગ્રંથની બરોબરી કરી શકે એવો એ વિષયનો એક પણ ગ્રંથ પ્રકટ થયો નથી, એમ આત્મશ્લાઘાના લેશમાત્ર પણ અંશવગર અમો હિંમતથી કહી શકીએ છીએ, જેની સાબીતી એ પુસ્તક પોતેજ છે.

પુસ્તકનું કદ ડેમી આઠ પેજી ૭૮ ફારમ, પુઠું પાકું ઉંચી જાતની સળંગ છીંટથી બાંધેલ કિંમત રૂપિયા ૪ ચાર અને પોસ્ટેજ આના ૫ પાંચ જુદું.

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી

જામનગર—કાઠિયાવાડ

પીનીકંદના રોગ તથા ભુતપ્રેતના વહેમ દુરકરી પ્રજા ઉત્પન કરે છે. ગોળી સાતની ડબી એકનો રૂપીઓ સવા વી. પી ખર્ચ જુદુ વધુ ખુલાસા માટે અરધા આનાની ટીકીટ બીડો.

જ્યોતિર્વિદ મુળશંકર દયારામ.

મુ. નાપાડ--તા. આણંદ.

## જર્મન ચાંદીની શ્રી ભગવત દર્શનની વીંટી.

એમાં એકનાની દુરબીન એવી છે કે તેમાં માણસના કદની બરાબર શ્રી રાધાકૃષ્ણ, માખણ ચોરી લીલા, મહાદેવ પારવતી, રામલછમન સીતાજી સહીત તથા નાગનાથ લીલા શ્રી યમુનાજી, શ્રીનાથજી ઈત્યાદી અનેક દેવતાઓના દર્શન થાય છે માટે જે કોઇ જે દેવતાની વીંટી મગાવશે તેને તેજ દેવતાની દરશન વીંટી મોકલીશું નોછાવર રૂ ૧ ની વીંટીજી રૂ ૨) ની બાર વીંટી અને ૩) ની બાર વીંટી પીતળની રૂ ૧। ની બાર વીંટી.

## પેટંટ રોસ્કોપ સીસ્ટમ લીવરવોચ

ગેરંટી દશ વર્ષની

ગજવામાં રાખવાનું આ પેટંટ રોસ્કોપ સીસ્ટમ લીવરવોચ ખુબસુરત ટકાઉ અને વીસ વરસ સુધી ચાલે તેવું બરાબર ટાઈમ આપવાવાળું છે જુએલો લગાડેલા છે એક વખત ચાવી આપવાથી આ ઘડીઆળ ૩૬ કલાક ચાલે છે, કીમત રૂ ૩।

ધી ન્યુ ટ્રેડીંગ કંપની, ગોળપાડા, મથુરા યુ. પી.

પંદર વરસ થયાં મજા સેવા બજાવતી બે ભરૂસા પાત્ર દ-વાઓ વીકટ રોગથી પીડાતા અને તદન નાસીપાસ થએલા હજારો દરદીઓ તેમના સેવનથી નવી જીંદગી ભોગવતા થયા છે,

## મદન મંજરી ગોળીઓ.

નવું લોહી નવું વીર્ય, નવી જુવાની અને નવું જીવન બક્ષનાર મદન મંજરી ગોળીઓ ધાતુપાતના તમામ દરદો સારાં કરે છે, જઠરને પ્રદીપત કરી ભુખ લગાડે છે, દસ્ત સાફ લાવે છે, પાચનશક્તીને [illegible] છે પેશાબ અને સ્વપ્નામાં જતી ધાતુને એકદમ બંધ કરે છે અને ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવી બળ અને કામનું પુરૂષત્વ બક્ષે છે. વરૂધ ને જુવાન અને જુવાનને નવજવાન બનાવનાર આ ઉતમ ગોળીઓની [illegible] કે [illegible] દેશી યુનાની કે અંગ્રેજી દવા ભાગ્યેજ કરી શકશે. કીમત ગોળી ૪૦ નો રૂ. ૧ એક.

## નપુંસકત્વારી ઘૃત.

આ ઘૃત લગાડવાથી હસ્તકર્મ, ઇત્યાદી દોષોથી થ-એલ પુરૂષના ગુપત ભાગની શીથીલતા, વક્રતા, નસોની કમજોરી વીગેરે તમામ નપુંસકપણાંના ચીનહો નાબુદ થઇ અસલ મરદાઇ પ્રાપત થાય છે. કીં. તોલા ૧ નો રૂ ૧.

રાજવઇદ નારાયણજી કેશવજી.

હેડ ઓફીસ જામનગર—કાઠીઆવાડ—બ્રાંચ નં૦ ૨૮૬ કાલબાદેવી રોડ, મુંબઈ.

## મફત મફત મફત.

લાખો માણસને મફત અજમાયસ કરી જોએલ સંપુર્ણ નીવડયા પછીજ ફકત નજીવી કીમતે વેચવાનું શરૂ કર્યુ છે હજીપણ જેઓ ખાતરી કરવા માંગતા હોય તેઓએ અરધા આનાની ટીકીટ મોકલવાથી નમુનો મફત મોકલવામાં આવશે.

અખુટ કૌવત આપી ધાતુના તમામ રોગનો નાશ કરનાર

### કામીનીયા ચુર્ણ.

લોહીને સુધારે છે, વિર્યને વધારીને ઘટ કરે છે. જ્ઞાન તંતુઓને મજબુત કરે છે કબ્જનો નાશ કરી દસ્ત સાફ લાવે છે. યાદસકતી તાજી કરે છે. પેસાબ અને સ્વપ્નામાં જતી ધાતુ બંધ કરે છે. ટુંકામાં ધાતુ વિકારના તમામ રોગોનો નાશ કરી નષ્ટ થયેલ પુરૂષત્વ પાછુ બક્ષે છે કીમત તોલા ૧૦ ના દબાનો એક રૂપીયો નકલી માલથી છેતરાતા નહી.

ઘેર ઘેર લોકપ્રીય અને મનપસંદ થઈ પડેલ મોટા જથ્થામાં ઉપડતી જામનગરની વખણાતી સુંદર સુડીઓ કીમત દરેક નંગની.

| નં ૧ | નં ૨ | નં ૩ | નં ૪ | નં ૫ |
|---|---|---|---|---|
| રૂ ૦-૬-૦ | ૦-૧-૦ | ૦-૮-૦ | ૦-૯-૦ | ૦-૧૦-૦ |

જરમર સીલવરની સુડીઓ બમણી કીમતે મળશે.

સામટો માલ મંગાવનારને સવા છ ટકા કમીશન આપવામાં આવશે. નકલી માલ સાઠાચાર આને નંબર મળશે તે સીવાય સોનેરી આંકલાદાર પાઘડી, સાડલા, ઓઢ-

